શ્રી

# પ્રાણજીવન પુસ્તકાલય.

[illegible] પુસ્તકો મેળવવાનું વિશ્વાસપાત્ર ઠેકાણું:-



શ્રી પ્રાણજીવન પુસ્તકાલય, ટાવર રોડ-સુરત

માલીકઃ-

**ડા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર.**

ટાવર રોડ-સુરત

મોટાં સુચીપત્રો તૈયાર છે. તાકીદે મંગાવો.

………શ્રી………—: ૐ :—………શ્રી………

# ચોકટનો એક્કો.

—: યાને :—

## ૧૩ "પાનાની કેટ."

(૧૩ પાનાની કેટનો અદ્ભુત ચમત્કાર દર્શાવતી ડિટેક્ટીવ નવલકથા.)

પ્રયોજક:-" પુષ્પ"

(મશેવરની સુંદરી, ખુની કોણ? લાલનો એક્કો, ચિત્રરેખાના કર્તા.)



પ્રકાશક:- પ્રાણલાલ જીવણદાસ વજાણી
"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય" ટાવર રોડ-સુરત.

આવૃત્તિ બીજી. } ઇ. સ. ૧૯૨૫. વિ. સં. ૧૯૮૨. { પ્રત ૨૦૦૦.

મૂલ્ય:- રૂ.૦-૮-૦

# ચોકટનો એક્કો.

## —: વિષયાનુક્રમ :—


| પ્રકરણ-સંખ્યા. | | | મથાળું. |
|---|---|---|---|
| (૧) | ... | ... | " ૧૩ પાનાની કેટ. " |
| (૨) | ... | ... | " કરોડપતિને દ્વારે. " |
| (૩) | ... | ... | " ડૉક્ટર કે દગાબાજ ? " |
| (૪) | ... | ... | " જીવલેણ અકસ્માત. " |
| (૫) | ... | ... | " દેવાંશી જ્યોતિ. " |
| (૬) | ... | ... | " ખૂનનો આરોપ. " |
| (૭) | ... | ... | " એક્કો અને બાદશાહ. " |
| (૮) | ... | ... | " શરતમાં સૌભાગ્ય. " |
| (૯) | ... | ... | " સાસરું કે પીયર ? " |
| (૧૦) | ... | ... | " સ્નેહમાં શંકા. " |
| (૧૧) | ... | ... | " દયાની ભિક્ષા. " |
| (૧૨) | ... | ... | " સન્મિત્ર કે શયતાન ? " |
| (૧૩) | ... | ... | " ભયંકર ભૂલ. " |
| (૧૪) | ... | ... | " છેલ્લો દાવ. " |
| (૧૫) | ... | ... | " વિષપાન. " |
| (૧૬) | ... | ... | " આત્મકથા. " |

—: ઉપસંહાર :—

અમારા તરફથી બહાર પડેલા

# સચિત્ર પુસ્તકો !

| | |
|---|---|
| પોલાદી પંજો (છુપી પોલિસની અદ્‌ભુત નવલકથા) | ૦-૧૨-૦ |
| સોનેરી જાળ (અદ્‌ભુત બનાવોની તદ્દન નવીન નવલકથા) | ૦-૮-૦ |
| નવલશા હિરજી (તદ્દન નવી સુંદર સાંસારીક નવલકથા) | ૦-૮-૦ |
| એ બુરખાવાળી કોણ? (નવીન સર્વોત્તમ ડીટેકટીવ વાર્તા) | ૦-૧૨-૦ |
| ખુની કોણ? (છુપી પોલીસની વાર્તા આ. ૩જી) | ૦-૮-૦ |
| ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા. (પૃષ્ઠ ૧૨૮ ભા. ૧ થી ૮) | ૧-૦-૦ |
| રાજા ભરથરી. (સુંદર બાર ચીત્રો સાથે હરીગીત છંદમાં આ. ૪થી) | ૦-૮-૦ |
| જળસમાધી—વા—દેવી શારદા.(ડી. નવલકથા. ચોપાટીનું અદ્‌ભૂત રહસ્ય) | ૦-૮-૦ |
| ચોકઠનો એકકો યાને તેર પાનાની કેટ, | ૦-૮-૦ |
| લાલનો એકકો યાને વીર લુંટારૂં. (છુપી પોલીસ) | ૦-૮-૦ |
| શયતાની સંસાર. „ „ | ૦-૮-૦ |
| શ્રીકૃષ્ણ ભજનમાળા (ઉત્તમોત્તમ ભજનોનો સંગ્રહ) | ૦-૮-૦ |
| વીણાવેલી યાને લલાટના લેખ. ભાગ ૧-૨ | ૧-૪-૦ |
| બૃહત ગરબાવળી. પૃષ્ઠ ૩૫૨. (સ્રીઓ માટે ખાસ ઉત્તમોત્તમ ગરબા સંગ્રહ) | ૧-૦-૦ |
| પ્રારબ્ધ પુરૂષાર્થ બોધ | ૦-૮-૦ |
| ખ્યાલ સાગર યાને કલગી તુરાં ભાગ ૧-૨ | ૧-૦-૦ |
| વીનાશીની વામા યાને રાજારામનો સર્વનાશ. નવ ચીત્રો સાથેની ઐતિહાસીક નવલકથા. પૃષ્ઠ ૩૫૦ છતાં મુલ્ય માત્ર | ૨-૦-૦ |
| ... રફ કાગળ ... ... ... ... | ... ૧-૮-૦ |
| કબીર કૃષ્ણ ગીતા યાને કબીર ભજનામૃત | ૧-૦-૦ |
| ભજન રત્નાકર (ઉભાં ભજનોનું ઉમદા પુસ્તક) | ૦-૬-૦ |

લી૦ વ્યવસ્થાપકઃ—પ્રાણજીવન પુસ્તકાલય ટાવર રોડ—સુરત.
માલીકઃ—ડા. બાબુલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

—: ॐ :—

# "બે બોલ."



**સાહિત્યપ્રેમી વાંચક સ્નેહી!**

પ્રસ્તુત ડિટેકટીવ નવલકથા "પ્રાણજીવન" વાંચનાલયના સંચાલક સ્થાપિત "છુપી પોલીસ ગ્રંથમાળા"ના રમણીય પાંચમા પુષ્પ તરીકે જગત્‌–જનની વાટિકામાં પ્રફુલ્લી પોતાની પરિમલ પ્રસરાવવા આજ બીજી વાર બ્હાર પડે છે. કલકત્તાના સુવિખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રનો કળા–કૌશલ્ય-ભર્યો બાલ્યકાળ એમાં ચિતરવામાં આવ્યો છે. તદુપરાંત આજથી થોડા વખત ઉપર બંગાળામાં જે Secret Society સીક્રેટ સોસાયટી યાને છુપી મંડળીઓ અસ્તિત્વ ધરાવતી હતી, તેવીજ એક સોનેરી ટોળીને પ્રસ્તુત નવલકથામાં કલ્પવામાં આવેલી છે. મંડળીના તેર સભ્યોએ ચોકટના તેર પાનાની કેટને પોતાના મંડળના ગુપ્ત સંકેત શબ્દ તરીકે યોજી બાહોશ છુપી પોલીસના અમલદારોને પણ થાપ ખવડાવવામાં કસર રાખી ન હતી. ભર વસ્તીમાં શ્રીમાન સદ્‌ગૃહસ્થના સુત તરીકે પંકાનાર પણ, આવી બદમાશ–મંડળીમાં છૂપી રીતે આગેવાનીભર્યો ભાગ આજે બજવી રહ્યા છે, તે જનસમાજ સમક્ષ દર્શાવવા મહેશના પુત્ર રજનીનું પાત્ર ચિરતવામાં આવ્યું છે. સતી ચંદ્રિકાની અચળ પતિ–ભક્તિ, બાળા ઇન્દુમતિનો પતિ–પ્રેમ, સહનશિલતા, તથા વચનપાલકતા ઘડીભર પ્રત્યેક વાંચક વ્યક્તિના હૃદયમાં પૂણ્ય–પવિત્ર ભાવનાનો ઉદય કરે છે. એકજ માતાપિતાના ત્રણે બાલકો હોવા છતાં,

પૂર્વકર્માનુસાર તથા ગૃહસંસ્કાર, અમર્યાદ સ્વચ્છન્દતા અને કુસંગત દોષથી કેવાં વિવિધ ગુણયુકત થાય છે, તે ઇન્દુ, બિન્દુ તથા રજનીના પાત્રો સમજાવે છે. ટુંકાણમાં આ કાલ્પનિક નવલકથાનો આશય જનમન રંજનનો હોઇ દિન પર દિન અધોગતિને માર્ગે જતી સમાજને અતિ ફળદાયક, કે લાભદાયક નહિ તો હાનિકારક કે તેમાં વૃદ્ધિ કર્તા તો નથીજ, એ તો નિર્વિવાદ છે. આ પ્રકારની નવલકથાઓ વાંચકના બુદ્ધિકૌશલ્યની પરિસીમા–દર્શક દર્પણો છે, તથા કર્તાનો તે રચવામાં શુભ ઉદ્દેશ એ અલ્પબુદ્ધિને દીર્ઘદર્શીય કરવાનો તથા ખીલવવાનો છે. હંસની માફક મળે તેટલાં મોતીઓ આમાંથી વીણી અવશેષ પડતું મુકજો.

પ્રભો ! પ્રકાશક તથા પ્રયોજક ઉભય બંધુઓનો ગૂઢ–શુભ–ઉદ્દેશ પાર પાડો ! અને સદૈવ શુભ પ્રેરણામૃત હૃદય–સરોજે સીંચો ! એજ એક માત્ર અભ્યર્થના !

| | | |
|---|---|---|
| ઠેકાણું:– | ભવદીય | સ. ૧૯૮૨ |
| વાડીફળીઆ, | સાહિત્ય સેવક "પુષ્પ." | કાર્તિક સુદી |
| પગથીઆશેરી–સુરત. | **ગમનલાલ હીરાલાલ બદામી.** | પ્રથમા. |



મુદ્રણાલય:—શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.
મુદ્રક:—**નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.**
મુદ્રણસ્થાન:—ચૌટાના પુલ ઉપર, ટાંકી પાસે–સુરત.
પ્રકાશક:—**પ્રાણલાલ જીવણલાલ વજાણી**
**"શ્રી પ્રાણજીવન" પુસ્તકાલય.** ટાવર રોડ, **સુરત.**



॥ ॐ શ્રી ॥

# ચોકટનો એક્કો

—: યાને :—

## “ ૧૩ પાનાની કેટ. ”

## પ્રકરણ:—૧ લું.

### “ ૧૩ પાનાની કેટ, ”



“ રમેશ ! રમેશ ! થોડી ઘણી રહેમ કર ! ”

“ નહી.”

“ દયા કર. ”

“ કદાપી નહી હવે તો જેમ બને એમ વધુ ક્રૂર થવામાંજ મ્હને મ્હારૂં કલ્યાણ ભાસે છે. ”

“પરન્તુ ! રમેશ ! લક્ષ્મી તો ચંચળ છે, દુનિયા તો ક્ષણભંગુર છે.”

“ ભલે ને હોય ! જીવ્યા કરતાં જોયું ભલું ! અને ભોગવ્યું ભલું ! લક્ષ્મી ચંચળ હશે કે નહી ? તે અત્યારે મ્હારે જોવાનું નથી. કારણ હાલમાં તો મ્હને એની અત્યંત આવશ્યકતા છે.”

“ જો એમજ છે, તો લે આ મ્હારા અંગ ઉપરના અમુલ્ય આભૂષણો અને અલંકારો. જો પૈસોજ ત્હારૂં મન પ્રસન્ન કરી

શકતો હોય, એથીજ ત્હારી પ્રચંડ ક્ષુધા શાન્ત થતી હોય, તો આ તમામ લઇ જા. વિચાર ન કર. ઉઠાવી જા. મ્હારા નાથનું જીવન સલામત હશે, તો આવા તુચ્છ જડ દાગીનાઓ તો ઘણુંય મળશે. પરન્તુ રમેશ! આ બધું લેતાંય પણ તું મ્હને ત્હારી ભીષણ શર્તમાંથી કૃપા કરી મૂક્ત કર! દયા કર! ભગવાન ત્હારૂં ભલું કરશે.

બધાં દાનો વિષે બંધુ! દયાનું દાન મ્હોટું છે,
દયાહીન સ્ત્રી–પુરૂષ–જીવન જીવેલું ધૂળ! ખોટું છે.
દયાળુ થા! દયાના વાસથી તુજ દીલ ખાલી છે,
દયા! મહા પૂણ્યની પ્રાપ્તિ! પ્રભુને પણ વહાલી છે.

"તુલસી દયા ન છાંડીએ જબ લગ ઘટમેં પ્રાણ."

બંધુ! જેના દિલમાં દયાનો વાસ છે, તેની ઉપર દયાળુ દામોદર સદા સર્વદા દયાદ્રષ્ટિથીજ અવલોકે છે. એનોયે જરા ડર રાખ."

"ગાંડી! જ્યાં આગળ પૈસાની વાત થતી હોય, ત્યાં આગળ વળી પરમાત્માનું નામ કેવું? લક્ષ્મીદેવીના પૂજારીને–ઉપાસકને લક્ષ્મીકાન્તની પરવા કે ચિન્તા ભાગ્યેજ હોય છે. હા–હા–હા–હા! શું તું મ્હને મુર્ખ ધારે છે? આટલા દશ બાર હજારના ઘરેણાંથીજ હું રાજી થઇ જાઉં, અને ત્હને ત્યાગી કરોડોનો લાભ છોડી દઉં? કદી નહી બને! તું મ્હને કેવોક ધારે છે?"

"હૃદયહીન! પાષાણ હૃદયી! દયાહીન, ક્રૂર, નિષ્ઠુર દૈત્ય! કે જે સ્વયં સ્વાર્થવૃત્તિને ખાતર એક સૌભાગ્યવતી બાળાનું (મ્હારૂં.) લલાટ ફોડવા તૈયાર થયો છે. એક આશાભરી પરણેલ બાળાને વૈધવ્યવેશી કરી, જીવનભર રોવાનું અને રહેવાનું લખી આપી, પાપનું પોટલું બાંધવા ઉત્સુક થયો છે, તેની કકળતી આંતરડીના નિઃશ્વાસ

લઇ સ્વહસ્તે પોતાના જીવનમાં ઝેર રેડવા, સુખમાં લ્હાય લગાડવા, અને મ્હોતને આમંત્રવા તલ્પી રહ્યો છે. શિવ ! શિવ ! શિવ ! રમેશ ! રમેશ ! ઓ ધર્મબંધુ !

આંસુ ભરી મમ આંખડી...અવલોકીને કંઈ રે'મ કર,
તુજ પાસ કે'તો લઉં પ્રતિજ્ઞા...પણુ હૃદયનો વ્હેમ હર.
શત્રુ કદીયે નહિ બનુ...તુજ ગુપ્ત ભેદ નહી કહું,
(જો) આ શર્તથી છૂટી કરે તો ! ઈશના સોગન લઉં.
આડે ન આવું કોઇ દી તુજ કાર્યમાં માથુ નહી,
આ જીભ રાખું બધ જો તું શર્તથી છોડે અહિં.

રમેશ ! બંધુ ! આટલી ભિક્ષા ઉદાર હૃદયે દે. હું ત્હારે ચરણે પડી વિનવું છું. આંસુ સારતી ગદ્‌ગદ્ કંઠે કરગરૂં છું. મ્હેં ભૂલ કરી ! ભયંકર ભુલ કરી ! પરન્તુ હવે શું ? કોટી ઉપાયો કરે. છતાં હવે " થયું ન થયું " થોડું થનાર છે ? હું ભૂલી. મ્હારા કમનસીબે મ્હને ભુલાવી. મ્હેં એ ભયંકર પાપાલયમાંથી છુટવા ત્હારી આ ભયાનક શર્ત સ્વિકારી. પરન્તુ બોલતાં પ્રત્યેકથી સહેજે બોલાઇ જાય છે, અને જ્યારે તે પાળવાનો-કર્તવ્યમાં મુકવાનો, કરી બતાવવાનો સમય આવે છે, ત્યારેજ તેની સાન-ભાન ને શુદ્ધ ઠેકાણે આવે છે. ઇશ્વરને ખાતર આવા કઠોર કરારમાંથી મ્હને છૂટી કર. હું જીવીશ ત્યાં સુધી ત્હારો આ મહાન ઉપકાર નહી ભૂલીશ. "

" તેમ નહિ બને. ભૂલ કરી તો હવે તે ભૂલની શિક્ષા સ્હેવા પણુ ત્હારે તૈયાર થવુંજ જોઇએ. વીરાંગના થઇ સહન કર, કાયરતા શું દાખવે છે ? હૈયું કઠણુ કર. પુનઃ ભૂલ નહી થાય. હવે ભૂલ

કરતાં વિચાર કરજે. ચાલ, સમય વિશેષ વ્યતિત થઈ ગયો છે. મધ્યરાત્રિ વીતિ જવા આવી છે. લે ! પકડ આ કટાર ત્હારા કોમળ કરમાં ! અને ચાલ મ્હારી પૂંઠે પુઠે ત્હારા પતિના શયનાગારમાં. હૃદયને કઠણ કરે. દિલને નિર્દય બનાવ. કંપતા કોમળ કરને વજ્રશાયી બનાવ ! ઈંદિરા ! કેવળ પાંચજ મીનિટને વાસ્તે ! અને તે પછી ભલે તું ત્હારી પ્રથમની સ્ત્રી–સ્થિતિ ઉપર ! કોમળતા ઉપર આવી જાય.

કર કામ મ્હારૂં પાર ! પ્હેલાં ! તે પછી બસ લ્હેર છે,
આંસુ નકામા વેરતી ! જ્યાં ભાગ્યની નહિ મ્હેર છે.
"કેશવ કરે છે શુભ–અશુભ...હું કંઇ કરી શકતો નથી,
મ્હારૂં ગજુ શું ? દેવ કેરા લેખ કંઇ ફરતો નથી.
તુજ ભાગ્યમાં સ્વામી તણું સુખ હોય ના કો શું કરે ?
સંતોષ માનો સુખ દુઃખો સહુ ભાગ્ય ફરવાથી ફરે."

આવનાર વ્યક્તિ રમેશ ! જાણે પોતે કંઇજ કરતો ન હોય, અને સઘળું ઈંદિરાના ભાગ્યાનુસારજ થતું હોય ! (પોતે તો માત્ર એમાં નિમિત્ત રૂપ હોય) એમ ડહાપણના બોલ બોલતો ઈંદિરાના પતિના શયનાગારના ઓરડામાં જવા ઉઠ્યો.

વ્હાલા વાંચક ! ઉપરોક્ત વાદવિવાદ અને કરૂણરસપ્રાધાન્ય સંવાદ કલકત્તાના એક સુપ્રસિદ્ધ કરોડાધિપતિના આલીશાન મકાનમાં રાત્રિના શુમારે બાર વાગ્યાને સમયે થઈ રહ્યો હતો. મકાનનો વર્તમાન માલિક નામે બાબુ દીનેશચંદ્ર હતો. જેને બહુ જુજ માણસો ઓળખતા હતા. કારણ તેને સુકર્મયોગે આ અઢળક ધનભંડાર અને આલીશાન મકાનનું સ્વામીત્વ અનાયાસે પ્રાપ્ત થયેલ હતું. તેને કલકત્તામાં આવ્યાને

ભાગ્યેજ પૂરા ત્રણ વર્ષ થયા હશે ! એ સુદ્રઢ બાંધાના સશક્ત અને બહુઅંશે બુદ્ધિમાન ભેજાવાળા સુચરિત બંગાલી–યુવકને સંસાર માંડયે આજે બરાબર બે વર્ષ થયા હતા. જો કે તેનો જન્મ મૂળમાં કલકત્તામાંજ થયો હતો, અને લગભગ દશ–બાર વર્ષની વય પર્યંત તે કલકત્તામાં એક કંગાલ માતાપિતાની ઝુંપડીમાંજ ઉછર્યો હતો. પરન્તુ પાછળથી કર્મસંજોગે તેના બાકીના ૮ થી ૧૦ વર્ષ પર–ગામમાં ગયા હતા. કલકત્તામાં આવ્યાને આજ તેને ત્રણેક વરસ થયા હતા. કોલેજમાં પ્રથમ વરસે પ્રીવીયસની પરીક્ષા પસાર કરી કંઇક વિચિત્ર સંજોગોને લઇ તેણે પોતાનો આગળ ભણવાનો વિચાર મુલ–તવી રાખી અભ્યાસ એટલેથીજ છોડયો, અને અનાયાસે પ્રાપ્ત થયેલ રમણી–રત્ન ઇંદિરાકુમારી સાથે બે વરસ થયા સંસાર માંડયો. આજ તેની ઉમર લગભગ ૨૪–૨૫ ની હતી. જ્યારે ઇંદિરા, લાવ–ણ્યમતિ અને સુજ્ઞ, તેમજ સંસ્કારિત બાળાનું વય સત્તર અઢારથી વિશેષ નહિ હોય !

નિત્યનિયમ અનુસાર દીનેશબાબુ પોતાની શય્યામાં નિદ્રાદેવીના ઉત્સંગમાં પડયો હતો. પરન્તુ ઇંદિરા આજ કોઇ ખાસ કારણનેલઇ સુતી ન હતી. તે દ્વાર પાસે એક આરામચેર નાખી તે ઉપર પડી પડી કોઇ વ્યકિતના આવવાની વાટ જોઇ રહી હતી. પાસેના આરસપહાણના મેજ (ટેબલ ) ઉપર એક ઝાંખો લેમ્પ (દીવો) બળી રહ્યો હતો. જેનું, મંદ મંદ તેજ, ઇંદિરાના વિચારશીલ વદન, કે જેના ઉપર ઘડી ઘડીમાં વિવિધ ભાવો બદલાઇ રહ્યા હતા, તે ઉપર પડી રહ્યું હતું. તેનું હૃદય જોરથી ધબકારા મારી રહ્યું હતું. તને આજ કંઇ ચ્હેન પડતું ન્હોતું. એવામાં ઘડીયાળમાં બારના ટકોરા પડયા. હજુ ઇંદિરાને નિદ્રા ન આવી. તેની

આંખો ન ઘેરાઇ. તે ન સુતી. તેના મુખમાંથી બહુજ ધીરા નિમ્નલિખિત ઉદ્‌ગારો થોડી થોડી વાર રહીને બ્હાર પડવા લાગ્યા.

"શું નહિ આવે ? એમ થાય તો કેવું સારું ? જે ચોવીસ કલાક વધુ મળ્યા તે ખરા ! પતિદેવને ઉઠાડી—જાગ્રત કરી સર્વ વાતથી વાકેફગાર કરી દઉં ? ના—ના, વિશ્વાસઘાત ! બેવચની ! અસત્યવાદી ! પ્રભુ એથી દૂર રાખે. જે થવાનું હોય તે ભલે થાય ! એણે બરાબર બારનો ટાઇમ આપ્યો હતો. તોયે હજુ કોઇ નથી. કંઇ વિઘ્ન તો નહિ નડયું હોય ! છટ્ ! કેવા વાહિયાત વિચાર ! હોય ! કદાચ સ્હેજસ્હાજ મોડુંયે થાય ! અરેરે ! આવી લાગ્યો ! આજેજ બરાબર પરણ્યાને બે વરસ પૂરા થયા. તે ભયંકર શર્ત પાળવાનો દિન આજ ! આજે સૌભાગ્યનો અને સૌભાગ્યસૂર્યના જીવનનો અંતિમ દિવસ ! પૈશાચિક રાત્રિ ! આશાભંગ ઘડી ! અરેરે ! પરમાત્મન્ ! હા ! મ્હારૂં શું થશે ?"

હૃદયભંગ ઇંદિરા કે જેની આંખોમાં ઘડી પછી થનાર આઘાતથી ઝળહળીઆં ભરાઇ આવ્યા હતાં, ને હિનમુદ્રાથી ગાલે પોતાનો દક્ષિણ કરકમળ ટેકવી વિચારની પરંપરામાં ગુંથાતી જતી હતી. તેના શશિવદન ઉપર કૃષ્ણતાની શોક–રેખા સ્પષ્ટ છવરાઇ રહી હતી. એટલામાં અમસ્તા અડકાવી મુકેલા દ્વાર એકાએક ખૂલ્યાં. એક પુરૂષ વ્યકિત અંદર પ્રવેશી. પોતાનાજ ધ્યાનમાં નિમગ્ન થઇ ગયેલ ઇંદિરાને આ સાવચેતી રાખી આવનાર વ્યકિતના પ્રવેશની મુદ્દલ ખબર પડી નહિ. આવનાર વ્યકિત આશરે પચીસેક વરસની હશે. ઇંદિરાને પોતાના આવ્યાની જાણ પાડવા અધીર બનેલ એ વ્યકિતએ ઉઠીને સ્હેજ ખડખડાટ થાય એમ દ્વાર ઢાંકયું ધ્વનિ થતાંની સાથેજ ઇન્દિરાની વિચારમાળા અટકી. ચોંકીને તે આરામચેર તજી સફાળી બેઠી થઇ

ગઇ. પાસેના ટેબલ ઉપર બળતા દિપકને તેણે જરા તેજ કર્યો. પ્રકાશ આવનારના વદન ઉપર પડયો, અને તેમાં ઇન્દિરાએ તેને પલકમાત્રમાં ઓળખી લીધો. અર્ધરાત્રે આવનાર આ પરોણા–મ્હેમાનને આવકાર આપવા ઇન્દિરાએ હોઠ સરખોએ ન ફફડાવ્યો. તેના મ્હોં ઉપરની સ્હેજસ્હાજ અવશેષ રહેલ, સુરખી, તેજ, યા નૂર, તમામ અલોપ થઇ ગયાં. મૌનવ્રત ધારણ થયું. આગંતુક વ્યક્તિ પણ કશું બોલ્યા ચાલ્યા વિના પાસે પડેલી એક ખુરસી ખેંચી તેમાં ગોઠવાઇ ગઇ. કેમ જાણે ઘર પોતાનુંજ ન હોય! અથવા તો પોતે કોઇ ઇન્દિરાનો ગાઢ સબંધી હોઇ ઘરથી અધિકાંશે પરિચિત ન હોય! ગજવામાંથી સિગાર કેસ કાઢી તેણે એક સીગારેટ સળગાવી, અને થોડી વારમાં તો ધુમ્રપાન કરી ધુમાડાના ગોટેગોટા પોતાના મુખ અને નાસિકામાંથી કાઢવા લાગ્યો.

હવે ક્યારની ટેબલને અઢેલી તેના આ અવિવેકી વર્તન પ્રતિ જોઇ રહેલ ઇન્દિરાનું ધૈર્ય ખૂટી ગયું. તેના નયનોમાં જે અશ્રુધારા અત્યાર પર્યંત માંડમાંડ રોકાઇ રહી હતી, તે ઉભરાઇ ગઇ. જલબુન્દો ગાલેથી સરવા લાગ્યાં. સજળ નયને જાણે તે આવનારને અનુકંપિત કરવા મથતી હોયને! એમ તે તેના પ્રતિ દિનમુદ્રાથી ટગરટગર જોઈ રહી. બોલવાનું બહુયે મન છતાં તેની વાચા ન ખુલી. છેવટે બહુ વારે હારીને તે બોલી પડી. સાથે સાથે રડી પડી. તેના બાષ્પ–રૂંધાયલા કંઠમાંથી આદ્રતા અને અનુકંપાભર્યાં ગદ્‌ગદ્ શબ્દોચ્ચાર બ્હાર સરી પડયાં.

"રમેશ! અંતે તું આવ્યો ખરો! કેમ?"

પ્રત્યુત્તરમાં આવનાર વ્યક્તિ કે જેને આપણે હવેથી "રમેશ"ને નામે ઓળખવાની છે, તેણે "હ!" શબ્દના ઉચ્ચાર સાથે સહજ મ્હોં મલકાવ્યું.

"કહે ! પછી ત્હેં ત્હારો વિચાર ફેરવ્યો ? તું શા નિર્ણય ઉપર આવ્યો છે ?" ઇન્દિરાએ એક પગલું આગળ ભરી પુછ્યું.

જવાબમાં રમેશે નકારસૂચક મસ્તક ધુણાવતાં વાચા ખોલી. "વિચાર અને નિર્ણય શાના ? રમેશને માટે એકજ વિચાર ! અને એકજ નિર્ણય ! બે કદાપી નહિ. વિચાર અને નિર્ણય તો મ્હેં ત્હને સોંપ્યાં હતા. હવે ત્હારો નિર્ણય તો જણાવ ?"

"મ્હારો નિર્ણય એક નથી તેમ બે નથી. સુડી વચ્ચે સોપારીની સ્થિતિમાં ફસાનાર એક અબળા ! શા નિર્ણય ઉપર આવે ? એક બાજુ બોલેલો બોલ અર્થાત્ વચન ! જ્યારે બીજી બાજુ સૌભાગ્ય-રક્ષા ! મ્હને તો કંઇ નિર્ણય કરવો સૂઝતો નથી. હું હજુ કશાય એક નિર્ણય ઉપર નથી આવી."

"તો હવે સમય પણ નથી. જો કંઇ વિચાર કરવો હોય તે સત્વર કરી લે. બાકી મ્હારો તો એજ ! પ્રથમનો હતો તેજ નિશ્ચય હજુ સુધી કાયમ છે."

"ત્યારે મ્હારા તમામ કાલાવાલા, વિનતિ, વિનવણી, અને આંસુડા શું નિરર્થક ગયાં ?"

"નિઃશંક ! ગયા ! અને જવાનાજ હતા. હજુપે જશેજ. હું મ્હારા પૂર્વ-નિર્ણયમાં અડગ અને મક્કમ છું."

સિગારેટ પીતો પીતો રમેશ ખુરસી ત્યાગી ઉઠયો. તે ઓરડામાં બાદશાહની માફક આમથી-તેમ ખુશનુમા ચ્હેરે આંટા મારવા લાગ્યો. જ્યારે બિચારી હતાશ અને ભગ્નહૃદયી ઇન્દિરા ! તેના શિરમાં તો વજ્રાઘાત સમાન સાલવા લાગ્યું. મસ્તક ભમવા લાગ્યું. તે રમેશનો ઉત્તર સાંભળતાંની બે હાથે માથું દાબી પુનઃ આરામ-

ચેરમાં બેસી ગઈ. તેની આંખોમાં આ વેળા અશ્રુનું નામ ન્હોતું. ખળખળ વહેતો નીર-પ્રવાહ એકાએક સ્થંભી ગયો. . અતિશય કલ્પાંત અને રૂદને કરી તેનું પ્હેરેલું બારીક મોંઘા મૂલનું રેશમી અમ્બર ઘણું ખરૂં ભિંજાઇ ગયું હતું. એવામાં ભ્રમિત મગજવાળી ઇન્દિરાના સ્કંધપ્રદેશ ઉપર પાછળથી રમેશનો હાથ પડયો.

"ઇન્દિરા! તું રડે છે?" સાથે સવાલ પણ થયો.

ઇન્દિરા હાથ છટકાવી દૂર જઈ ઉભી.

"ખબરદાર! મ્હને વધુ ન બોલાવીશ. અગ્નિમાં પ્રજળી રહેલીને ધૃતાહૂતિ કરી વધુ ન છેડીશ! ન પ્રજળાવીશ."

ઇન્દિરાનો ઉત્તર ક્રોધમિશ્રિત હતો. તે શૂરમાં આટલું તો બોલી ગઇ, પરન્તુ પછી તેનાથી ન રે'વાયું તેનાથી છુટી પોકે ધ્રુસકે ધ્રુસકે રડી દેવાયું. ગમે તેવી છતાં પણ છેવટ તો એક અબળાને!

"ભલે! ઇન્દિરા! હું ત્હને વધુ વાર છંછેડવા આવનાર નથી. આજે મ્હારે ત્હારૂં છેવટનું કામ છે. અને તે તું જલ્દી પાર ઉતારી આપ, એટલે પત્યું." નિર્દય રમેશે પોતાની ક્રૂરતાની હદ બતાવવા માંડી.

અહીંજ ઇન્દિરાના અંગમાંથી એક ભયની કંપારી છૂટી ગઈ.

વ્હાલા વાંચક! આ પછી ઇન્દિરા અને રમેશને આગળ શું સંવાદ થયો? તે પુસ્તકની શરૂઆતમાંજ ત્હેં વાંચ્યો. હવે આગળ.

રમેશે ઇન્દિરાના કંપતા જમણા કરમાં એક તિક્ષ્ણ જીવલેણ ખંજર પોતાના કોટમાંથી કાઢી સેરવ્યું. અરેરે! કયાં એ કોમળાંગી યુવતી ઇન્દિરાનો પુષ્પ સમાન નાજુક મૃણાલ-કર! અને કયાં તેમાં આ હિંસક હાનવી શસ્ત્ર! રમેશે ઇન્દિરાના હાથમાં એ સેરવ્યું તો ખરૂં, પરન્તુ

કંપતી ઇન્દિરાના કરમાંથી તે તુર્તજ સરી હેઠે પડયું. આરસ પ્હાણુના પત્થર જડેલ ચોકમાં એ ખંજર પડતાંની સાથેજ રણુકાદાર ખડખડાટ થયો, અને તેની સાથેજ "કંઇ વસ્તુ ઉંદરે નાખી દીધી." એવો ધ્વનિ કાને આવતાંજ ઇન્દિરાનો પતિ દીનેશચ્યાણુ કે જે બાજુનાજ ખંડમાં સુતો હતો, તે એકાએક જાગ્રત થઇ શય્યા ત્યાગી તપાસ અર્થે તુર્તજ ઉઠયો. રણુકાર ધ્વનિ કયાથી આવ્યો ? તે બાબતની શોધ કરવા ઇન્દિરાને જાગ્રત કરવા તે તેની શય્યા પ્રતિ જુએ છે, તો ત્યાં તેણે પોતાની પત્નીને ન જોઇ. શય્યા ખાલી જોતાંજ તે વ્હેમાયો. આટલી મોડી રાત્રે "એ કયાં ગઇ હશે ?" એ વિચારે તે થોડી વારને માટે પેલા ધ્વનિને ભુલી પણુ ગયો. મંદ પગલે તેણે પોતાનો ખંડ છોડયો. પોતાના ખંડના અર્ધ ખુલ્લા દ્વાર આગળથી જેવો તે ચોકમાં પગ મુકવા જાય છે, ત્યાંજ તે એકાએક અટકયો. આગળ પગલું ન ભરતાં તે જડવત્ પાષાણુના પૂતળાની પેઠે બારણા આગળ ઉભો રહી ચોકમાં ભજવાતો ખેલ જોવા લાગ્યો.

ઇન્દિરાના હસ્તમાંથી છટકેલું ખંજર રમેશે ઉપાડી લીધું. પોતાના પતિને જાગ્રત કરી દેવાનો ઇન્દિરાનો આશય તે ચતુર ક્ષણુમાં ચેતી ગયો. પરન્તુ સમય વિચારી ગયો. ઇન્દિરાના નિષ્કપટ હૃદયમાં જરાયે પાપ ન્હોતું. તે રમેશને "ઉભો રહે ! હું હમણાજ એઓ જાગ્યા કે નહિ ? તે જોઈઆવું છું." કહી પોતાના પતિના શયનખંડ પ્રતિ દોડી. દીનેશ તેને આવતી જોઇ, ઝટપટ શય્યામાં પોઢી કેમ જાણે ઘસઘસાટ ઉંઘતો ન હોય ! એમ ઢોંગ કરી પડયો. "પતિ ઉંઘે છે," એમ ખાત્રી થતાં ઇન્દીરાના જીવમાં જીવ આવ્યો. તે રમેશ પાસે પાછી આવી ઉભી.

આ સમય દરમ્યાન રમેશના મનમાં સેંકડો વિચારો આવીને પસાર થઈ ગયાં. કદાચ ઇન્દિરા આ રણકારથી એનો પતિ નહિ જાગ્યો હોય, તેને જગાડવા તો નહિ ગઇ હોય ? પરન્તુ ફીકર નહી. સ્હામો થશે, તો પણ આ રમેશ તેને કદી નહી ફાવવા દે. મારવું કે મરવું, એજ આજે તો નિશ્ચય. પરન્તુ કાયરતાથી પાછું તો નહિજ ફરવું. આવા વિચાર ચાલતા હતા, એવામાં ઇન્દિરાને પાછી આવેલી તેણે જોઈ. તુર્તજ પ્રશ્ન કર્યો.

"કેમ ? શી ખબર ?"

"જાગ્યા નથી." ઇન્દિરાએ ટુંકોટચ ઉત્તર આપ્યો.

"ચાલો ત્યારે હવે. રાત થોડી ને વેશ ઘણા."

"રમેશ ! કૃપા કરી બીજા એક બે દિવસ થોભી જા. હું વંશની ભૂખી છું. મ્હારી આટલી છેવટની વિનંતી માન્ય રાખ. ઈશ્વરકૃપા હશે, તો બે દિવસમાં હું મ્હારો વંશ રહે એવી પ્રભુશ્રીને પ્રાર્થના કરીશ."

"અરે ! બે દિવસ તો શું ? પરન્તુ હવે બે મિનિટ પણ નહિ."

"ખરેખર ! દગાખોર ! તું મ્હારી સાથે દગો રમ્યો."

"દગો કેવો ! કરાર ઉપર સહી કરતાં પહેલાં વિચાર ન્હોતો આવ્યો ? સહી કરતી વેળા ભાનમાં હતી. ઘેનમાં ન્હોતી."

"જરૂર, ઘેનમાં હતી. પાપાલયમાંથી છૂટવાની ધૂનમાં હતી. સ્વતંત્રતાના મઘનો મ્હને નિશો ચઢ્યો હતો. ત્હારી પ્રપંચજાળોથી હું એ વેળા આટલી હદ પર્યંત માહિતગાર ન હતી. મ્હને ન્હોતી ખબર કે તું એક ભા...ભા...થ......ઇ...ને......મ્હ......ને..."

"બસ." રમેશે તેને વધુ ગુપ્ત ભેદ ઉઘાડો પાડતાં પ્હેલાં મોઢા ઉપર રાક્ષસી હાથ દાબી દઇ અટકાવી.

"રમેશ! જવા દે! આજ હું જીવ ઉપર આવી છું."

"અને હું પણ આજ જીવ ઉપરજ આવ્યો છું.

ક્યાં તો મરૂં! મારૂં પરન્તુ કાર્ય પાર ઉતારવું,
ના પાડશે તું તો પછી પુરૂં કરૂં હું ધારવું.
હા-માં જીવન અસ્તિત્વ છે, ના-માં જીવનની હાણ છે,
તોડી શરત જ્યાં ઇન્દિરા! ત્યાં જાણ! ત્હારો પ્રાણ છે."

"ઘણી ખુશીથી! રમેશ! જો તું મ્હારૂં જીવન હરી મ્હારા સૌભાગ્ય-સુર્યને જીવતદાન બક્ષતો હોય, તો હું અહીંજ અને આ પળે ત્હારા આ ચળકતા ખંજર નીચે ગરદન ઝુકાવવા તૈયાર છું, પરન્તુ એમણે ત્હારૂં શું બગાડયું છે?"

"બહુ બહુ. આ આલીશાન મકાન કોના બાપદાદાની મિલ્કત?" એના ઉપર કોનો હક્ક? એનો ખરો વારસદાર અને હકદાર કોણ?"

"પરન્તુ! એમાં એમનો શો વાંક? એમના સદ્ભાગ્યના સિતારાની એ પ્રાપ્તિ છે. એ તો દૈવી ચમત્કાર છે. ભાગ્યની ચઢતી પડતીનો એ ખેલ! એમાં એમને દોષ દેવો એ તો કેવળ ત્હારો હડહડતો અન્યાયજ છે."

"હશે! મ્હારે કંઇ એ બધું જોવાનું નથી. પોતાના સ્વાર્થ ઉપર છુરી મુકાયલાને ન્યાય અન્યાય જોવાની કશી જરૂર નથી. હું તો વૈરની વસુલાત લેવા માંગું છું."

સચિત્ર. **સોનેરી જાળ.** આવાંજ ચાર ચિત્રો સાથે.



પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.

માલીકઃ-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

કીંમત આઠ આના.

" રમેશ ! રમેશ ! હજુય કહું છું કે સમજ અને હાથ ઉઠાવ. નહિ તો પરિણામ વિપરીત તેમજ શોચનીય આવશે."

" ફિકર નહિ ! રણઘેલો રજપૂત રણાંગણમાં પ્રિયાનો કે પ્રાણનો, પ્રેમમાં અંધ થએલ પરમાત્માના કોપનો, અને વૈરમાં અંધ થયેલ પરિણામનો વિચાર કદી કરતાંજ નથી."

" તો શું તું મ્હને વિધવાજ જોવા ચ્હાય છે."

" એ તો જેવું સૌ સૌનું નસીબ ! જેવું ત્હારું ભાગ્ય !"

" રમેશ ! શું તું અમ્હારા નિર્દોષ દંપતિ-યુગલનું સંસાર-સુખ નથી જોઈ શકતો ?"

" ક્ષુધાતુર કંગાલને કુબેરનો વૈભવ જોઇ ઇર્ષા આવે તો એમાં આશ્ચર્યની વાત શું છે ?"

" જો એમજ છે, તો લાવ ખંજર. ચાલ, અને ભાવિનું ભયંકર પરિણામ અને નિર્માણ જોવા કટિબદ્ધ થા."

ઇન્દિરાએ અગ્નિ વર્ષાવતી રક્ત આંખોએ ખંજર લીધું. રમેશને તેના બનવા કાળે ભુલાવ્યો. " વિનાશકાળે વિપરિત બુદ્ધિ." આગળ રમેશ અને પાછળ ખંજર પકડી ઇન્દિરા ચાલવા લાગ્યા. તેઓ બે ડગલાં પણ પૂરાં આગળ વધ્યા નહિ હોય ! ત્યાં તો રમેશની પાછળ ચાલતી ઇન્દિરાએ રમેશને પાછો ખેંચ્યો.

"શું છે ?" આશ્ચર્યની સાથે રમેશે પૂછ્યું.

"જો...આ...ભાવિ-નિર્માણ ! ખાડો ખોદે તેજ પડે."

થઇ ચૂક્યું. પોતાના સૌભાગ્ય-દેવતાના જીવન-રક્ષણને માટે ઇન્દિરાએ એક પાપી પ્રાણીનો વધ કર્યો. ખુનથી પોતાના હાથ

તરબોળ કર્યા. ઇન્દિરાએ અચાનક કરેલો ખંજરનો ઘા ચૂકાવવા રમેશે યત્ન તો કર્યો પણ ન વળ્યું. ઘા છાતી ઉપર નજર રાખી કરવામાં આવ્યો હતો, પરન્તુ સમયસુચકતાને લઇ ખભા ઉપર એક ઇંચ ઉંડો ઉતરી ગયો લોહીનો ફૂવારો ઉડયો, અને રમેશ શબતુલ્ય થઇ ચત્તોપાટ ચોકમાં પટકઇ પડયો.

ઇન્દિરાનો પતિ દીનેશ ! આ બધું સંતાઇને જોઇ રહ્યો હતો. કેવળ વાર્તાપ્રવાહ બહુજ ધીરો ચાલતો હોવાથી સાંભળી શકયો ન હતો. રમેશને ઇન્દિરાના ખંજરથી બચાવવા તે આવી પહોંચે તે પ્હેલાં તો તે કમનસીબ ! ઇન્દિરાની કારી કટારીનો શિકાર થઇ ચૂકયો હતો. સાક્ષાત્ રકતપિપાસુ રણચંડી સમાન વિકાળ પ્રબળા અબળા ઇન્દિરા રકત–મુદ્રા અને રૂધીરથી રંગાયલા ખંજર સહીત રમેશના શબ પ્રતિ આંખ ફાડી જોઇ રહી હતી તેને એટલુંયે ભાન ન હતું, કે પોતાની પાછળ પોતાનો સ્વામી દીનેશ આવી ઉભો હતો, કે જેને માટે તે આ પાપ કાર્યમાં પ્રવૃત્ત થઇ હતી.

" ઇન્દુ ! "

પોતાના ટુંકા નામના સંબોધનથી ઇન્દિરા ચોંકી. પાછળ જોયું. પતિદેવને ઉભેલા જોતાંજ સ્તબ્ધ થઇ ગઇ. કેમ જાણે નાટકમાં માંહેનો ટેબ્લો !

" આ શું ? " દીનેશે પ્રશ્ન કર્યો.

ઇન્દિરા કશું બોલી શકી નહિ. પતિદેવને જોતાંજ પળ પ્હેલાંની પ્રબળા, અબળા બનીને પૃથ્વી ઉપર બેહોશ થઇ ઢળી પડી. દીનેશે તેને ઝીલી લીધી. નીચે સુવડાવી. મરનારનું મ્હોં જોવા તે દીપક લઇ આવ્યો. શબને જોતાંજ તેના મુખમાંથી એક તીણી ચીસ નીકળી ગઇ, થોડાં શબ્દ પણ બ્હાર પડી ગયા.

"અરે આ તો મ્હારો સ્નેહી રમેશ !"

*　　*　　*　　*

રમેશના શબને ત્યાંજ પડતું મૂકી હવે દીનેશ ઠંડી થઈ ગયેલ પત્ની ઇન્દુ પ્રતિ વળ્યો. કારણ ? રમેશમાં હેને પ્રાણના અસ્તિત્વની આશા ન લાગી. ઇન્દુને શય્યામાં સુવડાવી તેની પાસે પોતે બેસી તેને ભાનમાં લાવવાના ઉપચારો કરવા લાગ્યો. બનેલા બનાવમાં શું સત્ય રહસ્ય સમાયું હશે ? તે જાણવા તેનો જીવ અત્યંત અધીરો બન્યો. ઇંદિરાના વસ્ત્રો આ વેળા અવ્યવસ્થ હતાં. વક્ષઃપ્રદેશ ઉપરનો છેડો ઉડી જવાથી અંદર પ્હેરેલી ચોળીનો તમામ ભાગ આબેહુબ જણાતો હતો. વિચારગ્રસ્ત દીનેશની નજર એ ઉપર હજુ પડીજ ન હતી. એકાએક તેની દ્રષ્ટિ ત્યાં પડી. ચોળીના ગજવાનો ભાગ તેને જરા ઉપસેલો ભાસ્યો. ગજવામાં કંઇક વસ્તુ હોવાનો તેને ભાસ થયો. ધીરે રહી દીનેશે તે તપાસી જોયું. તો માંહેથી એક સુન્દર ન્હાનીશી વસ્તુ નીકળી, અને તે શું હતી ? એક "૧૩ પાનાની કેદ."

---

# પ્રકરણ:-૨જું.

## “ કરોડપતિને દ્વારે.”




યા પ્રકરણના પાત્રોની થોડી આગલી ઓળખાણ જાણવા તથા પરિચય પામવા, આપણે એક વર્ષ ઉપરના ભૂતકાળના ઇતિહાસના પાના ફેરવીએ.

જે વિલાસવૈભવપૂર્ણ કરોડપતિના મકાનમાં ગત પ્રકરણમાં બાબુ દીનેશચંદ્રને મ્હાલતો આપણે જોયો, તેજ મકાન આજથી એ વર્ષ પૂર્વે શય્યામાં તરફડી રહેલા આ મહેશબાબુની માલીકીનું હતું. કોટયાધિપતિ મહેશબાબુ આજે પોતાનો છેલ્લો શ્વાસ લઈ રહ્યા છે. તેની સેવા-શુશ્રુષામાં આજ કોઇ નથી. છતે સંતાને તે સંતાનહીન અવસ્થા ભોગવે છે. કરોડપતિ છતાં સાદા અને સંતોષી મહેશબાબુને ઘેર આજે પાણી સરખું પાવા એક સેવકે નથી.

સમય રાત્રિના લગભગ સાડા દશનો છે. વૃદ્ધ શય્યામાં તરફડીયાં મારી રહ્યો છે. તેનો જીવ જતો નથી. બ્હાર ધોધમાર વરસાદ વરસ્યો જાય છે. આ અરસામાં વરસાદથી બચવા અર્ધ ભિંજાયલો એવો એક વીસ-બાવીસ વર્ષનો તરૂણ નવ-યુવાન સીનેમા જોઇ ગૃહ પ્રતિ પાછો ફરતો હતો, તે આશ્રય લેવા દૈવસંયોગે મહેશબાબુના મકાનના ઓટલા ઉપર ચઢી ઉભો. અંદરથી મર્ણશય્યા ઉપર સુતેલા મહેશનો હૃદયદ્રાવક આર્તનાદ "ઓ પ્રભુ !" એકાએક તેને કર્ણે પડયો. તરૂણનું જીજ્ઞાસુ હૃદય ન જંપ્યું. ઉછળતી ઊર્મિઓ ન દબાવી શકવાથી સાહસ કરીને, દ્વાર ખોલી

તુર્તજ તે અંદર પ્રવેશ્યો. દ્વાર અમસ્તાંજ ભીડેલાં હતાં. અંદરનો ભવ્ય રમણીય દેખાવ ! અને સાથે કરૂણ દ્રશ્ય ! બંને એક સાથે જોઇ તે ઘડીવાર સ્થંભિત થઇ ગયો. તેનું ધ્યાન મકાનની શોભા અવલોકવા પ્રતિ ન દોરાયું. એક સુંદર પલંગ ઉપર પચાસથી પંચાવન વરસના મહેશબાબુ પોતાના જીવનની છેલ્લી ઘટિકાઓ ગણી રહ્યા હતા. બિનાશની શીતે કરી કંઇક કંપતા એ અજાણ્યા યુવાનને અંદર આવેલો જોઇ મહેશબાબુ પથારીમાં પડયા પડયા બોલવા લાગ્યા.

"આવ ! આવ ! બેટા રજની ! આખરે તું આવ્યો ખરો ?"

પરન્તુ આવનાર યુવાન અપરિચિત હોઇ કંઇ સમજ્યો નહી તે તો ઉલ્ટો ત્યાંજ સ્તબ્ધ થઇ ઉભો. તેને બોલ્યાચાલ્યા વિના મૌન ઉભેલો જોઇને મહેશ પુનઃ બોલવા લાગ્યો.

"જા–જા–જા. કર્મચંડાળ ! દૂર થા. અહીંથી ત્હારૂં પાપી કલુષિત મુખ મ્હને મરતી વખત ન બતાવ. ઓ માતપિતાને પેટે પત્થર પડનાર કપૂત કૂળકલંક ! જા–જા કોઇનું મ્હોત લઇ મરી જા. હું સમજ્યો ! બાપ મરવા પડ્યો છે, જાણી આ કરોડોની મિલ્કત લેવા આવ્યો છે. કેમ ? જા...ચાલતો થા. આમાંથી ત્હને એક રાતી પાઇ સરખી મળનાર નથી. તમામ આશા તજી દે. એક બદામની પણ આશા ન રાખ. જા...ચાલતો થા."

પરન્તુ આ બધાનો એ અપરિચિત યુવાન શું જવાબ દે ? તે તો મુંગો મુંગો આ બધું સાંભળી રહ્યો હતો.

"કેમ નથી જતો ? શું સાંભળી રહ્યો છે ? જાય છે કે નહી ?" કહી આવનાર યુવાનને પોતાનો પુત્ર રજની ધારી મહેશ તેને ગૂઢ

બ્હાર હાંકી કાઢવા આવેશમાં ને આવેશમાં વિદ્યુત ગતિએ પથારીમાં બેઠો થઇ ગયો. પરન્તુ રજનીને બદલે કોઇ અન્યનેજ ત્યાં ઉપસ્થિત થયેલ અવલોકી વૃદ્ધનો ક્રોધ ઉતરી ગયો.

"તું...તું...કોણ ?'

"હું એક સાધારણ માણસનો પુત્ર છું. માતા, પિતા, ભ્રાતા, ભગિની, કે સગાંવ્હાલાં મ્હારે કોઇ નથી. મ્હને આ કલકત્તા શહેરમાં આવ્યાને એકજ વરસ થયું."

"વારૂ ! ત્હારૂં નામ ?"

"બાબુ દીનેશચંદ્ર."

"દીનેશ ? તું અહીં શા માટે આવ્યો ?"

આવનાર નવયુવાન દીનેશે પોતાનું આવવાનું કારણ મહેશને ટુંકમાં સમજાવી દીધું.

"ભલે આવ્યો. દીનેશ ! ત્હારી મુખમુદ્રા ઉપરથી તું કોઇ કંગાલની ઝુંપડીમાં જન્મેલું રત્ન દીસે છે. અત્રે શું કરે છે ?"

"પ્રીવીયસ પાસ કરી છે. આગળ ભણવા ઇચ્છા છે. પરન્તુ પૈસાની તંગીને લઇ એમાં અગવડ નડે છે."

"તો પછી સીનેમા જોવા ક્યાંથી ગયો ?"

"એક મિત્ર આગ્રહ કરી આજ એને ખર્ચે લઇ ગયો. એથીજ."

આટલી વાતચીત પછી મહેશ દીનેશને પોતાના પલંગ સમીપ લઇ ગયો.

"વારૂ ! ત્યારે ત્હારો વિચાર હવે શું ધંધો કરવાનો છે ? કોઇ લાઇન પકડવાની ઇચ્છા છે ?"

"હા ! ન્હાનપણથીજ મ્હને ડિટેક્ટીવ બનવાનો શોખ અને વિચાર હતો, અને હજુય છે."

"ઘણુંજ ઉત્તમ."

મહેશ દીનેશને આગળ વાત કરે તે અગાઉ તેના ડાબા વાંસામાં એકાએક શૂળનો વ્યાધિ થઇ આવ્યો. દીનેશ તેનો ઉપચાર કરવા લાગ્યો.

"દીનેશ ! જો સાંભળ." કહી જાગ્રત થતાંજ મહેશે મંદ સ્વરે બોલવા માંડયું. "હું આ કલકત્તા-નગ્રનિવાસી. મ્હારૂં નામ બાબુ મહેશચંદ્ર. અહીં આવ." કહી વૃદ્ધ મહેશ લથડતા પગે શય્યા ત્યાગી ઉઠયો. દીનેશનો હાથ ગ્રહી તે તેને અંદરના એક ગુપ્ત ઓરડામાં લઇ ગયો. જ્યાં એક કાળા કપડાથી ઢાંકેલું કોઇનું પૂતળું હતું. મહેશે ધ્રુજતે હાથે તેના ઉપરનું ઢાંકણુ દૂર કર્યું. અંધારા ખંડમાં જતાંની સાથેજ ચાંપ દાબી વિજળીના દીવાઓ પ્રકટાવવામાં આવ્યા. જેના ઝગઝગી રહેલા પ્રકાશમાં દીનેશ તે પ્રતિમા પ્રતિ બારીકાઇથી જોઇ રહ્યો. તે એક ઉચ્ચ કોટીના આરસપહાણની સુશોભિત વસ્ત્રાલંકારોથી વિભુષિત સુન્દરીની મૂર્તિ હતી. વૃદ્ધ તે દીનેશને બતાવતાં બોલ્યો.

"દીનેશ ! આ મ્હારી પ્રાણપ્રિય પ્રિયતમા દેવી મેનાવતી. આહ્ ! પરન્તુ આજ એના સ્વર્ગવાસને બહુ વખત થયો."

આ પછી આવરણ પુનઃ ઢાંકી બંને પાછા મૂળ જગ્યાએ આવ્યાં. ઉશીકાના આધારે વૃદ્ધ શય્યામાં બેઠો. દીનેશના હાથ પોતાના હાથમાં લઈ તે તેના ઉપર વ્હાલથી નિજ કર ફેરવતો બોલવા લાગ્યો:—

"દીનેશ ! આજ મ્હારી છેવટની ઘડીએ જો કોઇ મ્હારૂં થઇને મ્હને જોવા હાજર થયું હોય, મ્હારી સેવા-શુશ્રુષા કરી હોય,

તો તે એક માત્ર વ્યકિત તુંજ છે. મ્હારો પોતીકો દીકરો છે, પરન્તુ જવા દે એનું નામ! દુસ્મનની ગરજ સારે છે. હવે તો તુજ મ્હારો દત્તક પુત્ર. મ્હારા ઘરની તમામ છૂપી વાતથી હું ત્હને વાકેફગાર કરી જાઉં છું. પરન્તુ તે પ્હેલાં તું મ્હારી આગળ ઈશ્વરને ઓળખી સોગન લે, અને પ્રતિજ્ઞા કર, કે મર્ણશય્યા ઉપર પડેલા આ એક વૃદ્ધનો શબ્દ સરખો પણ ત્હારે ન ઉથાપવો."

"ઇશ્વરનું નામ લઇ કહું છું, કે મહેરબાન! આપની ગમે તેવી જીવ-સટોસટની આજ્ઞા પણ મ્હને શિરસાવંદ્ય છે." દીનેશે સોગન ખાધા.

વૃદ્ધ ખુશ થયો. તેને અચળ વિશ્વાસ બેઠો. તેણે પોતાનો પૂર્વ-ઇતિહાસ એક અપરિચિત નવયુવાન પાસે, તેના ઉપર દ્રઢ વિશ્વાસ અને શ્રદ્ધા રાખી કહેવા માંડયો.

"જ્યારે મ્હારા લગ્ન થયાં, ત્યારે મ્હારી ઉમ્મર અઢાર વરસની અને મ્હારી મેનાની તેર વરસની હતી. લગ્ન થયા બાદ ત્રણ વરસે અર્થાત્ મ્હારી ૨૧ વરસની ઉંમ્મરે ષોડશવર્ષિયા મેનાએ એક પુત્રી રત્નને જન્મ આપ્યો. જે બાળકીનું નામ "બિન્દુમતી." તે પરણી, સાસરે ગઇ, માન કે મરી ગઇ. પરન્તુ હાલ તે કયાં છે? તેનું શું થયું? વગેરે મ્હને ન પુછીશ. હા! તે કુળકલંકીની કૃષ્ણમુખી કુલટાનું નામ હું જીભે લેવા નથી ઇચ્છતો. તેમ તેનું પાપકર્મ પુનઃ સંભારી મૃત્યુ સમયે હું તેના ઉપર શાપની વૃષ્ટિ વરસાવવા પણ નથી માગતો. તેનાં કર્યાં તેજ ભોગવશે. પરન્તુ એ પછી બીજા બે વરસે મ્હારે ત્યાં એક પુત્રના પગલાં થયાં. જેનું નામ "રજનીચંદ્ર." તે પછી ત્રણ વર્ષે મ્હારી પ્રિયાએ પુનઃ એક પુત્રી પ્રસવી. જેનું નામ

"ઇન્દુમતી" પાડવામાં આવ્યું. બિન્દુ, રજની અને ઇન્દુ ત્રણે દિન પર દિન મ્હોટા થવા લાગ્યા. અમારા સંસાર–સુખની આ વેળા સીમાજ ન હતી. મ્હોટી પુત્રી ૧૪–૧૫ વર્ષની થઇ ત્યાં સુધી એને ભણાવવા શિક્ષકની ગોઠવણુ મ્હેં કરેલી. તે પછી મ્હેં એના લગ્ન થઇ સોળમે વરસે એને સાસરે વળાવી. બે ત્રણુ વર્ષ વિતી ગયા, પછી એના શ્વસુર ગૃહથી એક તાર આવ્યો. જેમાં "બિન્દુ રાત્રિએ ગૂમ થઇછે." એમ જણાવવામાં આવ્યું. હજારો માણસોની મેદનીથી ભર્યા કલકત્તા જેવા વિશાળ શહેરમાં એક કન્યાની પુનઃ પ્રાપ્તિ વસ્તુતઃ દુષ્કર હતી. મ્હારી અને એના શ્વસુર ગૃહની તપાસની અંતે સર્વથા શૂન્યજ આવ્યું. તે પછી એ કુપંથ–ગામિની કુલટા છોકરીનું નામ અમે નથી લીધું, તેમ એ જીવે છે, કે મરે છે, તેની ભાળ શુદ્ધાં મેળવવા તરદી નથી લીધી. મ્હેં એમ સાંભળ્યું છે, કે એનો પતિ કુળવાન અને કીર્તિવાન ગૃહનો હોવાથી લોકલજ્જાને પાત્ર થઇ પોતાને મ્હોંરેલું આ લજ્જાયુકત કલંક ધોઇ નાખવા આજ કેટલાંયે વર્ષ થયાં છુપે વેશે આથડી એને શોધી રહ્યોછે. પરન્તુ હાલ તે જીવતો હશે કે કેમ? અને હશે તો તે કયાં નગરમાં? તેનો કશોય પત્તો નથી, કારણુ એ પ્રસંગ બન્યાને આજે નહિ નહિ તો પણુ ઓછામાં ઓછા ત્રણુ–ચાર વર્ષ વીતી ગયાં. તે પછી મ્હેં પુત્રવધૂનું સુખ ભોગવવા વિલાસી રજનીના લગ્ન સત્તર વર્ષની વયે કરી નાખ્યાં. ચૌદ વર્ષની બાળા 'ચંદ્રિકા' વર્ષ વિત્યે ન્હાતી ધોતી થતાં સાસરે એટલે મ્હારે ઘેર આવી. કરોડાધિપતિનો પુત્ર રજની પૈસાના અભિમાનમાં અંધ થઇ મન ફાવે તેમ ઉડાઉ અને વ્યસની થવા લાગ્યો. કોલેજનો અભ્યાસ તેની પત્ની પધારતાં પડતો મૂકયો. આ વેળા મ્હારી ઇન્દુ ચૌદ વર્ષની થઇ હતી. હવે હું એના વેવિશાળની ચિન્તામાં હતો. વળી

વર્ષ વીત્યું. હવે રજની હાથમાથી સંપૂર્ણ ગયો. મ્હેં પણ એને ઘરમાંથી પૈસા આપવા બંધ કર્યા. મધપાન અને વેશ્યાગમન માટે પૈસાની અવશ્ય જરૂર પડે ! અને તે મેળવવા તે પોતાની વયમાં આવેલ સમજુ સુશિલ પત્ની ચંદ્રિકાના પીએરના શૃંગાર-અલંકાર છાનાછપના હાથ કરી, કેટલીક વાર સમજાવી પટાવી લઇ જવા લાગ્યો.

ચંદ્રિકા એક સુકૂળ, અને સજ્જન માબાપનું ફરજંદ હતું. તે સ્વભાવે સમજુ સુશિલ, સાદી, સંતોષી, અને પતિપરાયણ સાધ્વી બાળા હોઇ એક દેવાંશી સતી-રત્ન હતું. મ્હારા કુળકંટક કુછંદી પુત્રને કુ-પંથે વિચરતો તે જોતી, અને જાણતી હોવા છતાં સદ્બોધ દીધા વિના એકે દિન શબ્દ સરખો, યા હુંકારો સરખો ઠપકા ભરેલા, યા રોષ ભરેલા વદને, સ્હામો ન કહેતી. એની ધીરજ અને સહનશિલતા અપરિમિત હતાં. એના સાસુ-સસરાની સેવા, સ્વામીભક્તિ, અને ગૃહ-કાર્ય-નિપૂણતા પણ બે ઘડી "વાહ્" નો ધ્વનિ કઢાવે એવાં હતાં."

"એક રાત્રિ ! દીનેશ ! તે ભયંકર પૈશાચિક રાત્રિ ! કે જ્યારે સૃષ્ટિના સકળ જીવો નિદ્રા-સુખનો આસ્વાદ લઇ રહ્યા હતા, સઘળે શાન્તિદેવીના આંદોલનો પથરાઇ રહ્યા હતા, ત્યારે મ્હારે કાને કોઇકના ડુસકાં ભરવાનો અવાજ આવ્યો. મ્હારા ખંડમાં હું સુતો હતો, સ્હામે મ્હારી "એના," અને તેની જોડમાં બાલવય ઓળંગી યુવાનીના આંગણે પગ ભરતી "ઇન્દુ" સુતી હતી. આખા દિવસના ગૃહ-કાર્યના અતિ પરિશ્રમે તેઓ બને ગાઢ નિદ્રામાં પડયા હતા, પરન્તુ મ્હારી ઉંઘ બહુજ ચંચળ હોવાથી, જો કે રૂદન-ધ્વનિ અતિ મંદ હોવા છતાં મ્હારે કર્ણે પડતાંજ મ્હારી નિદ્રા ઉડી ગઇ. અવાજ પુત્રવધૂ ચંદ્રિકાના શયનગૃહના ઓરડામાંથીજ આવે છે, એમ મ્હારી ખાત્રી થઇ ગઇ.

થોડાં દિવસ થયા રજનીએ રાત્રિએ આવવાનુ ઠેકાણું પણ ન્હોતું રાખ્યું. કોઇ કોઇ વાર તો આખી રાત ઘેરજ ન આવતો, જ્યારે કોઇ કોઈ વાર મધ્ય રાત્રે બે ત્રણ વાગે નિશામાં ડોલતો આવી લાગતો. ચંદ્રિકાનું વદન જોઇ મ્હને દયા ઉત્પન્ન થતી, તેથીજ હું એને આટલી મોડી રાત્રે પણ મ્હારા મકાનમાં પ્રવેશવા દેતો.

એક પિતા તરીકે, બહુ બહુ વાર મ્હેં એને સુધરી જવા સમજાવી, મ્હારો ધર્મ બજાવ્યો. છતાં "પડી ટેવ તે કેમ શકાય ટાળી." અનુસાર તેટલી વેળા હા–જી–હા કરી ઘડી પછી પાછો પોતાની જાત ઉપર જતો. અર્થાત્ પાષાણ ઉપર જળધારની પેઠે હું હારીને બેસતો.

મ્હેં દીપકનો પ્રકાશ વધાર્યો. હાથમાં ફાનસ પકડી ચંદ્રિકાના શયન-ગૃહના દ્વાર સમીપ ગયો. હવે રડવાનો ધ્વનિ જરા આધકતર અને સ્પષ્ટ સંભળાતો હતો. દ્વાર અર્ધ ખુલ્લું હતું. મ્હેં તે એકદમ ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. ત્યાં તો એના પણ જાગ્રત થઇ ગઇ. તેણે મ્હને ફાનસ લઇ જતો જોવાથી તે પણ મ્હારી પૂંઠે આવી ઉભી રહી. તેના મનમાં ચોરની શંકા આવી હશે, કારણ પાછળથી મ્હને ખબર પડી કે તે પોતાના પ્હેરેલ વસ્ત્રમાં લાંબી છૂરી સંતાડી આવી હતી. અમે બંનેએ ત્યાં જે ભયંકર દ્રસ્ય જોયું ! જે હ્રદયસ્પર્શી દેખાવ જોયો ! તે આજે દશ અગીઆર વર્ષ થયાં છતાં અણુમાત્ર પણ ભુલાય એવો નથી, નથીજ ભૂલાયો."

"એવું તે શું હતું ?" દીનેશે અધીરાં હ્રદયે પ્રશ્ન કર્યો.

વૃદ્ધ આ જગ્યાએ જરા વિસામો લેવા થોભ્યો. એ હ્રદયભેદક પ્રસંગના પુનઃસ્મરણે તેની આંખોમાં ઝળહળીઆં ભરાઇ આવ્યાં. થોડી વારે તેણે આગળ કહેવું શરૂ કર્યું.

"લોહીલુહાણ ચંદ્રિકા જમીન ઉપર ધુંટણીએ પોતાના પતિને પ્રાર્થના કરતી પડેલી હતી. તેના કાનમાં નિરંતર રહેતાં હીરાના કર્ણફૂલો (એરીંગો.) ન્હોતાં. ઝાલીમ દુષ્ટ પતિએ તે લેવાને પોતાનું બળ અજમાવેલું ભાસ્યું. કર્ણફૂલો કાનમાંથી બળાત્કારે કાઢવા જતાં કાનો તુટી જવાની પરવા રજનીએ ન્હોતી રાખી. બંને કાનો તૂટી ગયાં હતાં. જેમાંથી બેશુમાર રૂધિર વહી જતું હતુ. કર્ણફૂલો ઉપરાંત ચંદ્રિકાની મોતીની બંગડીઓ, અર્થાત્ સૌભાગ્ય કંકણો રહામે ઉભેલા મ્હારા કપૂતના હાથમાં હતા. છતે સ્વામીએ ચંદ્રિકાના હસ્તો કંકણુવિહિન થયા હતાં. સૌભાગ્યવતિને ગંગાસ્વરૂપની, અર્થાત્ સધવાને વિધવા થવાનું, જીવન્ત સ્વામીએ તે બાપડીના કમ્નભાગ્યમાં લખાયલું હતું. તેના વસ્ત્રો અસ્તવ્યસ્ત હતા. બદ્ધ કેશ-કલાપ ખેંચાતાણીમાં છૂટી વિખરાઇ ગયો હતો. છતાં ન મળે એકે મ્હોંમાંથી કારમી ચીસ ! કે મદદનો પોકાર ! કેટલી અનહદ અને અપ્રતિમ સ્વામીભક્તિ ! પતિ-પરાયણુતા ! સહનશિલતા !"

*　　*　　*　　*　　*

"નાથ ! હવે મ્હારી પાસે કંઇ નથી રહ્યું ! શા માટે વધુ કનડો છો ?"

"ચંદ્રિકા ! તું જાણે છે કે મ્હારાથી કોઇ પણ વાત છૂપાવી રાખવામાં સાર નહી નીકળે. પત્નીનો ધર્મ છે કે પતિથી કાંઇ પણ ગુપ્ત ન રાખવું. તેમજ પતિ એજ પ્રમદાને મન સાચું ધન છે, મ્હારા માબાપના ચઢાવ્યાથી તું ચઢે છે ખરી, પણ યાદ રાખજે કે......"

"અરેરે ! પ્રભુ ! આપ આ શું બોલો છો ? તેઓને તો મ્હેં આપના આ જુગારી વર્તન સંબંધી એક અક્ષર પણ કહ્યો નથી. તમે તેમના ઉપર નાહકના વ્હેમાવ છો. અને તેમ છતાં તેઓ કંઇ કહે, તો તેઓ વડીલ છે, પૂજનીય છે. કહેવા યોગ્ય છે, તમે સાંભળવા યોગ્ય છો. ઓછાં કંઇ તેઓ તમારા અકલ્યાણની આશાથી કહેતાં હશે ? અગર તો દુસ્મન હોઇ બૂરામાં રાજી છે ? તેમના વાત્સલ્યભર્યા હૈયામાં તમારે માટે લાગતું હશે, તોજ તેઓ શિખામણના બે બોલ તમને કહેશે. પ્રભુનો પાડ માનો કે હજુ અડસઠ તીર્થસ્વરૂપ એવા માતપિતા તમારે માથે બેઠાં છે. એક લેખે જોતાં તમે અહૂજ ભાગ્યશાળી છો."

"ઠીક ! ઠીક ! એ બધી ઉપદેશની ફિલસુફી આઘી મૂક. હું ત્હારી પાસેથી અત્યારે ધર્મજ્ઞાન શિખવા કે ઉપદેશ ગ્રહણ કરવા નથી આવ્યો. તું તે કેવી સતી છે કે સ્વામીનો પણ ગુરૂ થવા ચ્હાય છે ? લે, હવે સાંભળ ! કંઈ અલંકાર અવશેષ ન રહ્યો હોય, તો આ હાથે શોભી રહેલા મોતીના કંકણો ઉતારી આપ."

"શું બોલ્યા ? સૌભાગ્ય–ચિહ્ન આપી દઇ તમારાં જીવતાં વૈધવ્યવેશી બનું ?"

"હા ! સતીને મન પતિની આજ્ઞાપાલનમાંજ સર્વસ્વ સમાઇ જાય છે. હુંજ ત્હારૂં સાચું સૌભાગ્ય છું. જો મ્હને જીવતો જોવો હોય તો સત્વર હું કહું તેમ કર."

"પરન્તુ પ્રભાતે સાસુજી પુછશે તો શો જવાબ દઇશ ?"

"ત્હારે ફાવે એ."

પત્નીપરાયણ ચંદ્રિકાએ હાથમાંથી સૌભાગ્ય કંકણો ઉતારી પતિને સુપ્રત કીધાં. હાથો વૈધવ્ય-સૂચક બન્યાં, એટલે કર પતિએ કાનમાંના હીરાના કર્ણફૂલો ઉતારી આપવા કહ્યું. ચંદ્રિકાએ તે કળ દબાવી કાઢવા મથન તો પુષ્કળ કર્યું, પરન્તુ એકલે અને અવળે હાથે તે કેમે કરી ન નીકળી શકયાં. રજનીને આ ઢોંગ લાગ્યો. તેણે પોતે તે કાઢવા પ્રયત્ન કર્યો. પરંતુ કાન દબાવાથી ચંદ્રિકા વ્યાકુળ થઇ બમો પાડવા લાગી. આ બધા ન આપવાના ચાળા છે, એમ ધારી વખત વિશેષ વ્યતિત થયેલો હોવાથી આખરે નિર્દય પતિએ કાન તોડી એરીંગો હસ્તગત કર્યાં, અને લોહીલોહાણ ચંદ્રિકા તે પછી ધુંટણીયે પડી. એક એક સૌભાગ્ય-કંકણ પાછું દઈ દેવા પ્રાર્થના કરતી-પીડાએ કરી ડુસકા ભરતી, મ્હેં અને મેનાએ જોઇ. અમારા આવ્યા અગાઉ આ બધો વાદવિવાદનો અને ક્રૂરતાનો પ્રસંગ બની ગયો હતો. પાછળથી ચંદ્રિકાનો એક પત્ર આવ્યો હતો. જેમાં આ કરુણ અહેવાલ આલેખાયલો હતો. જેથીજ હું એ જાણવા ભાગ્યશાળી બન્યો."

× × × ×

"રજની ! કુલાંગાર ! આ શી ધાંધલ મચાવી છે ?" મ્હેં રક્ત નેત્રે અડધી રાત્રે બ્હાર જવાને તૈયાર થએલ રજનીને કરડા સ્વરે પૂછ્યું.

"તમને તે પૂછવાનો અધિકાર નથી. હું એનો પતિ છુ, એ મ્હારી પત્ની છે. પતિને પત્ની ઉપરના સર્વ હક્ક સ્વાધીન છે. પિતાજી ! એક વયમાં આવેલ પરણેલ પુત્રના શયનગૃહમાં મધ્યરાત્રિને વિષે જોયા વિચાર્યા વિના વગર વિચારે ઘૂસી આવવું એ સભ્યતાથી વિરૂદ્ધ છે, એમાં શોભા નથી, એટલુંજ નહી પરન્તુ બહુજ શરમ ભર્યું છે."

"ઓ કમઅક્કલ મૂઢમતિ ! તું મ્હને શું શિખ દે છે ? હું તો હવે વૃદ્ધ થવા આવ્યો છું. કાઢ્યાં છે એટલાં મ્હારે હવે નથી કાઢવાં. એક વયોવૃદ્ધ પિતા અલબત્ત ઇચ્છામાં આવે ત્યારે પોતાના પુત્રના ઓરડામાં પગ મુકી શકે છે. ત્હારા જેવા કમળો હોય તે સર્વ સ્થળે પિળુંજ જોનાર, અને અપમાન કરી રૌરવ નર્કના ભાગી થનાર બહુજ જૂજ હોય છે. ત્હને એ ક્યાં ખબર છે ? કે પુત્ર ગમે એટલો પૈસાદાર, વિદ્વાન, કે વયોવૃદ્ધ થાય તોપણુ તેનો પિતા તેને પ્રત્યેક અયોગ્ય જણાતી રીતભાત કે ચાલચલગત માટે પુછી શકે છે. જરૂર પડે તો બે શબ્દ ઠપકાના પણ કહી શકે છે. એટલું તો વિચાર ! કે એ કોના ભલા માટે ? અન્ય કોઇ તમને કહેવા નથી આવવાનું ! એ તો જેના દીલમાં તમારે માટે ખરેખરૂં લાગે તેજ તમને કહેશે. પછી ન માનો તો તમારૂં નસીબ. તાડના ચઢનારને તે ક્યાં સુધી ટેકા દેવાય ?"

"હશે ! મ્હારૂં પણ એમ માનવું છે, કે પ્રત્યેક પિતા તેના પુત્રને અવશ્ય પૂછી શકેછેજ. પરન્તુ તે ક્યાં સુધી ? કેવળ બાળક બુદ્ધિનો હોય ત્યાં સુધીજ. કારણ ? સોળ વર્ષના સુતને તાતે પોતાના મિત્ર સમાન ગણવો જોઇએ."

"પરન્તુ અવળે રસ્તે જતાં તે અટકાવી શકે છે."

"કદી નહિ ! શ્વાનપુચ્છ સિધુ કરવાની–તાકાત માનવી–બળ ધરાવી શકતુંજ નથી. કેવલ સલાહ, અને શિખામણજ તે દઇ શકે છે, પિતાજી ! જ્યારે તમે પૈસા આપવા બંધ કર્યા, ત્યારેજ મ્હારે આ પગલાં લેવાની જરૂર પડી."

"તો શું ! હું જાણી જોઇને ત્હને દુર્વ્યસનમાં પડી દુર્વ્યય કરવા દોઢીયા આપું ? વેસ્યાના ઘરમાં ભરવા, જુગાર રમવા, દારૂની બાટલીઓ ચઢાવવા, અને સટ્ટા, શર્તાદિ ખોટે રસ્તે ખર્ચવા લક્ષ્મી આપું? એક પુત્ર પ્રતિનો પિતાનો ધર્મ ચૂકી સુધારવાને બદલે ઉલ્ટો વધુ બગાડવામાં ઉ-તેજન દઉં ? એટલે તું કે'વા શું માગે છે ? શું ત્હારા પિતાને તું મૂર્ખ યા ત્હારા જેવો દુષ્કર્મી અને કુ-પથ-ગામી ધારે છે ? દારૂ પીવાને દોઢીયા માંગતા શરમાતો નથી ! જીભે કાંટા કાં નથી વાગતા ?"

"ભલે ! ભલે ! કેટલીક વાર એમ બને છે, કે એકને જે અમૃત તે બીજાને મન ઝેર હોય છે. જે શર્કરા મિષ્ટ-સ્વાદી હોઇ આપણને પ્રિય હોય છે, તેજ ખરને માટે પ્રાણ-હારક કહેવાય છે. દારૂ કે જે આપણા દેશમાં (હિન્દમાં) નિશાકારક અને અંગ-શુષ્ક-કર્તા લેખાય છે, તેજ પશ્ચિમના પ્રદેશમાં રહેનારાઓને પુષ્ટિકારક અને શક્તિ દાતા જણાય છે. તેજ પ્રમાણે મ્હેં ગ્રહણ કરેલ રસ્તો આપને ભલે અયોગ્ય જણાતો હોય, પરન્તુ મ્હારે મન તો એ યોગ્ય અને અમૃતમય જણાય છે."

આ શાબ્દિક ટપાટપી દરમ્યાનના સમયમાં ચંદ્રિકા અને મેના શું કરી રહ્યા હતા ? તે પ્રતિ મ્હારૂં મુદ્દલ લક્ષ ન્હોતુ ગયું. હવે મ્હારી નજર તેઓ ઉપર પડી. બેહોશ ચંદ્રિકાના કાને પોતાનું વસ્ત્ર ફાડી મેનાએ પાટા બાંધી દીધા હતા, ઘરમાં જઇ દારૂનો સીસો તે લઇ આવી, એ લોહી વ્હેતું બંધ કરવા ફાવી હતી. ચંદ્રિકા જરા શુદ્ધિમાં આવતાંજ સાસુનો ખોળો તજી બેઠી થઇ ગઇ, એટલે ધુંધવાઇ રહેલી મેના આવેશભર ઉભી થઇ ગઇ. અત્યારે તેના હાથમાં પેલી કારી છુરી હતી.

# ખૂની કોણ

(ડિટેક્ટીવ વાર્તા.)




કીંમત આઠ આના.

પોતાના નામબોળુ-કૂખ લજવનાર, કલંકીત પેટને વધ કરવા તેણે તે ઉગામી. હું યે કશું ન બોલતાં શું થાય છે? એ જોઇજ રહ્યો. તે બોલી.

"આ મ્હારી કૂખને લજાવનાર, ધાવણને એબ લગાડનાર, નામને બોળનાર, કૂળકંલક કપૂત! તું શું મ્હારે પેટે પડયો? ના, ના. સતી મેનાનું દૂધ આવું હોઇજ ન શકે. જગત્‌બત્રીસીએ તું ત્હારી માતાની કૂખ-લજાવનાર, અને પિતાનું નામ બોળનાર તરીકે નામ કાઢે, તે જોવા કે સાંભળવા આ મેનાવતી કદી જીવતી રે'નાર નથી."

'હમણાં રજનીનું ખૂન કરી પુત્રવધુ ચંદ્રિકાને વિધવા બનાવી મુકશે!' એ વિચારે રજનીને બચાવવા હું વચ્ચે પડયો. હાં! હાં! કરતો રહ્યો. પરન્તુ બન્યું કંઇ બીજુંજ!

મેનાએ રજનીના પેટમાં છૂરી ભોંકવાને બદલે પોતાનાજ પેટમાં ભોંકી લીધી. એક કપૂતને સુધારવા મ્હારી સતી અર્ધાંગનાએ પોતાનો પ્રાણ પાથર્યો. દીનેશ! દીનેશ! પોતાને રજનીના કુ-કૃત્યથી શરમાઇ નીચું જોવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તે પ્હેલાંજ તે શબતુલ્ય થઇ, તેની દ્રષ્ટિ સમક્ષ સ્નેહ-બળિદાન ધરી ચૂકી. ખરેખર! માતા તે માતાજ!"

(દીનેશ તેમજ મહેશ બંનેની આંખોમાંથી આંસુ ખરવા લાગ્યાં.)

તે પછી હું નીચો વળ્યો. મરતી પ્રિયાના મુખમાં જળ-સિંચન કર્યું. તેનો જીવ ન્હોતો જતો. કારણ? તે કંઇ કે'વા માગતી હતી. "નાથ! મ્હારી ગરીબડી ઇન્દુને સંભાળજો."

તેની વિક્રાળ આંખો તે પછી રજની પ્રતિ ફરી. મરતાં મરતાં તે ચંદ્રિકાને જોઇ રહી હતી. રોતી ચંદ્રિકાથી આ હ્રદયભેદી પ્રસંગ ન

જોવાગે. મ્હારી મર્યાદા તજીને મરતી સાસુના શબ ઉપર તે પડી. "સાસુજી! એમની નહિ તો મ્હારી સ્હામું જુઓ. કોઇ પણ પ્રકારનો શ્રાપ દેતાં પ્હેલાં મ્હારા ફૂટેલા નસીબનો વિચાર કરજો. માતા! એમની વતી હું હાથ જોડી ક્ષમા યાચું છું. પુત્ર કપુત્ર થાય પરન્તુ માવતર કમાવતર ન થાય. એનું હેત, એનો પ્રેમ ન જાય, ન ઓછો થાય."

મરતી મેનાના હૃદયને ચંદ્રિકાના આ કરુણ વચનોએ આશ્વાસન મળ્યું. પુત્ર–વધૂને મસ્તકે પ્રાણ ત્યાગતી સાસુનો પ્રેમાળ કર ફર્યો. છેલ્લો સદ્‌બોધ સર્યો:–"વહુ બેટા! ચંદા! સુધરે તો સેંકડો પ્રયત્નો કરીને પણ સુધારજે! સતીનો ધર્મ બજાવજે. પરન્તુ જીવ જતાં એનો સંગાથ ન તજીશ. એના પાપ–કર્મોમાં બનતા લગી...તું...હાય! અખંડ.........સૌ...ભા...ગ્ય...વતિ...ભ...વ...નો.......આશિર્વાદ પણ કયાંથી આપું? શું......જોઇને આપું? નથી...આપ...તી...તેમ... છતાં કંઇ...અમંગળ...પણ...નથી...ઉચ્ચારતી...અમંગળતા...તો... અત્યારે...ત્હારી...રગરગે...રમી....રહી...છે...મ્હારી...આંખે તો... ત્હારું...અંધકાર...મય...જીવન...અને....દુર્ભાગ્ય...સ્પષ્ટ....દેખાઇ... ર...હ્યાં...છે..."

મેના ગઇ. પરન્તુ પ્રસ્થર હૃદયનો એ પુત્ર ન હાલ્યો, ન ચાલ્યો. આંસુનું બિન્દુ સરખું એની આંખમાં ન મળે. પ્રિયાના આપઘાતે મ્હારું ધૈર્ય ખૂટયું. હું પાગલ બન્યો. મ્હેં એ નિર્લજ્જ કપૂત તરફ ફરી કહ્યું:—

"ઓ માતૃઘાતી નરરાક્ષસ! ચાલ ચાલતો થા. જા નીકળ મ્હારા મકાનમાંથી. ત્હારાં અપવિત્ર પગલાં મ્હારા આ મકાનમાં હું અત્યાર પછી એક પળ પણ જોવા નથી માંગતો. ત્હારું કલંકીત પાપી

સુખ હું હવે રહેજ પણ જોઇ પતિત થવા નથી ઇચ્છતો. આજથી યાદ રાખ કે તું મ્હારો પુત્ર નહી ને હું ત્હારો પિતા નહી. ત્હારા નામનું સ્નાન હું અવશ્ય કરી નાખીશ."

મ્હને તે વેળા શું બોલું છું, ! તેનું ભાનજ ન્હોતું. "રજની પોતાનો સામાન તૈયાર કરવા પડયો, એટલે મ્હેં રોકડુંજ પરખાવ્યું.

"એક રાતી પાઇની પણ ચીજ આ ઘરમાંથી હવે હું ત્હને લઇ જવા દેનાર નથી. જા. પ્હેરેલા કપડાંભેર જવા દઉં છું, એજ મ્હારી ભલમનસાઇ ! આપકમાઇથી ખાજો, પીજો અને પ્હેરજો. કમાજો અને પછી લાલાલ્હેરી, અને નવાબજાના ડીકરા થઇ કેમ ફરાય છે, તે અનુભવજો."

તેણે સમય વિચારી કપડાંભેરજ જવાનું ઠીક ગણ્યું. થોડેક ગયો. મ્હારૂં ધ્યાન એના પ્રતિ મુદ્દલ ન હતું. વળી એ પાછો આવ્યો.

"ચંદ્રિકા ! બોલ ત્હારો શું વિચાર છે ? મ્હારી સાથે આવવું છે, કે પછી હમેશને માટે અહીંજ રહેવું છે ?"

"કયાં લઇ જશો ?"

"જ્યાં હું જઇશ ત્યાં ! જહન્નમમાં કે પછી જન્નતમાં."

"ખુશીથી. નાથ ! જ્યાં કાયા ત્યાંજ છાયા ! જ્યાં પતિ ત્યાંજ પત્ની ! રામ ત્યાંજ સીતા ! અને નળ ત્યાંજ દમયંતી."

"તો ચાલ..."

મ્હારી ચંદ્રિકા પણ પ્હેરેલાં વસ્ત્રભેર પોતાના નિર્દય પતિની સાથે જવા તૈયાર થઇ. મ્હારી પાસે આવી તેણે રજા માંગી

"સસરાજી ! હું જાઉં છું. શુભ આશિષ આપો."

"ક્યાં ? કોની સાથે ? આ નીચ હત્યારા સાથે ?"

"ગમે તેવા હો ! છતાં સતીને મન એ સ્વામીદેવ છે. એમના આવા સમયમાં જો હું એમને તજી દઉં તો ધિક્ છે મ્હારા અવતારને ! સતીનો ધર્મ શું ? ચઢતી યા પડતી ! પ્રત્યેક સ્થિતિમાં પતિનોજ સંગાથ. પતિનોજ સહવાસ."

"પરન્તુ કંઇ સ્વામીના ગુણદોષનો વિચાર કર્યો ?"

"એ કામ સ્વાર્થી સ્ત્રીઓને સોંપ્યું. સતી સ્ત્રી સ્વામીના દોષ કોઇ દિવસ જોતીજ નથી, તેમ સાંભળતી પણ નથી. સસરાજી ! સમય અને સંજોગ જોતાં મ્હને તો એમને સુધારવાનો ઉપાય...એમનો અંત લગી સંગજ જણાય છે. છોડી દેવાથી વિશેષ હાની છે."

"હું હા નથી પાડતો."

"તોય હું તો જવાની તે જવાનીજ."

"વડીલની આજ્ઞા ઉલ્લંઘીને પણ ?"

"વડીલ કરતાં પણ વ્હાલમની આજ્ઞા તમારી વહુને મન વધુ છે."

"તો તું યે જા...ચાલતી થા...જવા બેઠું છે, ને બધાંય જાવ. હવે આ મહેશને કોઇની પણ પરવા નથી. તમને જતાં અટકાવવાનું સામર્થ્ય હવે મ્હારામાં નથી. હતું તે મ્હારી મેનાના મૃત્યુએ મ્હને દિવાનો બનાવી હરી લીધું છે. પરન્તુ ચંદ્રિકા ! એક વાત યાદ રાખજે. તું મ્હારી આજ્ઞા લોપી, એનો અનાદર કરી, જાય છે તો ખરી, પરન્તુ જોજે રડતી પાછી નહી આવે ! અને એવું બને તો ! આવવા પ્હેલાં ત્હારૂં અવનત મુખ, કોઇ અજાણ્યા પ્રદેશમાં જઇ છૂપાવી દેજે.

પાછી આવી ત્હારા આ સદ્‌ગુણી કાન્તના સુ–કૃત્યના પાનાઓ વંચાવી મ્હારા આંતરડા ચીરતા પ્હેલાં......"

"ઝેર ખાઇ મરીશ! ડુબી મરીશ! પિતાજી! તે માટે તમે નિશ્ચિંત રહેજો. કંઇજ કે'વું નહી પડે." ચંદ્રિકાએ મ્હારું અધુરૂં વાક્ય ઉંચકી લીધું.

"અને તે પછી એ બંને પતિ–પત્ની મ્હારું ઘર સદાને માટે છોડી ગયા. હું મ્હારી મૃત પત્નીના શબ ઉપરજ પડી રહ્યો. જ્યારે મળસ્કું થયું, અને મ્હને શોધતી શોધતી મ્હારી ઇન્દુ "બાપા! બાપા!" કહી બૂમ મારતી બારણામાંથી અંદર આવી. ત્યારેજ મ્હારી આંખો ખુલી. હું દોડયો. દીનેશ! ઉષ્ણાશ્રુઓથી ભિંજાયલા ગાલો ઉપર બોકી દઇ મ્હેં મ્હારી ઇન્દુને ભિંજવી દીધી. તેને છાતી સરસી લગાડી. મ્હારે હવે મ્હારા વિશાળ મકાનમાં આ એકજ જ્યોત, વાત્સલ્ય–વ્યક્તિ રહી હતી. મ્હારી આ ચૌદ–પંદર વર્ષની સમજણી પુત્રીએ જ્યારે પોતાની માતાને મૃત્યુવશ દીઠી, ત્યારે તેનો એ સમયનો વિલાપ! હું નથી વર્ણવી શકતો! મ્હારાથી એ ન જોવાયો! એક વાર એજ છૂરી વડે આપઘાત કરી મરવાનો વિચાર થયો, પણ ઇન્દુને જોતાંજ, અને "નાથ! મ્હારી ઇન્દુને સંભાળજો." એ પ્રિયાના છેવટના શબ્દો સાંભરતાંજ એ ખ્યાલ દૂર થઇ ગયો. હું ગાંડો બની ગયો. ઇન્દુને આશ્વાસન આપી રડતી રોકવાનું ભાન સરખું મ્હને ન રહ્યું. ઉલ્ટી પોક મુકી મ્હેં પ્રિયાના શબ ઉપર પડતું નાખ્યું. પાસે પડેલું ટેબલ મ્હારા માથામાં વાગ્યું, માથું ફુટયું, લોહી વહેવા માંડયું. હું બેહોશ થઇ પડયો."

* * * *

આટલી વાત વૃદ્ધ મહેશે કહી. ત્યાં તેને એકાએક મૂર્છા આવી ગઇ. આ વખતે રાત્રિના બરાબર બે વાગ્યા હતા. દીનેશ બ્હાર દોડયો. શા માટે ? તે ડૅાકટરને બોલાવી લાવવાના વિચારમાં હતો. કારણ વૃદ્ધની વાતમાં તેને રસ પડયો હતો, અને કદાચ અર્ધ ઇતિહાસ અધૂરો મુકી એનો જીવન-દીપ નિર્વાણ થઇ જાય, તો ખોટું.

અંધારી રાત્રિમાં કલકત્તાથી અલ્પાંશે પરિચિત દીનેશને ડૅાકટરને ક્યાંથી શોધી લાવવો ? એજ પંચાતી હતી. ત્યાં તો તેની દ્રષ્ટિ પાસેથી એક મોટર પસાર થઇ ગઇ. દીનેશ તેની પાછળ દોડયો. દોડવામાં ઉસ્તાદ દીનેશે તેને થોડીજવારમાં પકડી પાડી. મોટર પણ ત્યાંજ અટકી. ગઇ. પાછળ દોડતો દીનેશ અંદરથી કોણ ઉતરે છે ? તે જોવા લાગ્યો. તેનો વિચાર કોઇ અદ્રસ્થ માણસ હોય, તો આટલામાં ડૅાકટર ક્યાં મળશે ? તે પૂછી લેવું. એમ હતો. એટલામાં તો તેની અત્યંત અજાયબીની અંદર તેણે જોયું તો અંદરથી ઉતરનાર એક યુવાન ડૅાકટરજ હતો. કાળો ઓવરકોટ, હાથમાં ચામડાની બેગ, અને માથા ઉપર ટોપશો, આટલી નિશાની ડૅાકટરોને ઓળખવા આજકાલ ઘણેખરે અંશે પૂરતી હોય છે. ડૅાકટર સાહેબ તે મકાનના પગથીઆં ચઢી અંદર સિધાવે તે અગાઉ તો આપણો બહાદુર દીનેશ તેના આડે આવી સલામ કરી ઉભો રહ્યો.

આમ એક "કરોડ પતિને દ્વારે." જોતજોતામાં કોઇ ન્હોતું, થોડી વાર ઉપર હતું, અને પાછું કોઇ નહિ. એમ ત્રણ રંગ પલટાયા. કેવી ક્ષણભંગુર સંસારની ને કાળની ચંચળ રેંટમાળ !



# પ્રકરણ:—૩ જું.

## “ડૉકટર કે દગાબાજ ?”

(o)



“કોણ ?” ચશ્માધારી ડોકટરે અજાણ્યા દીનેશને જોતાંજ પુછ્યું.

“સાહેબ ! આપ ડોકટર છો ! નહી વારૂ !”

“હા ! કેમ તમારે કંઇ કામ છે ?”

“જી ! અત્યંત અગત્યનું. મ્હારી સાથે આવવા કૃપા કરશો ?”

“ક્યાં ?”

“એક શ્રીમાન્ રોગીને તપાસવા.”

“ખુશીથી. ચાલો.”

ડોકટર તથા દીનેશ બંને મોટરમાં પાછા બિરાજ્યા. મોટર મહેશના મકાન પાસે આવી. દીનેશ ડોકટરને લઇ અંદર પ્રવેશ્યો. મૂર્છાગત થએલા મહેશને તેણે ધારી ધારીને તપાસ્યો. ગજવામાંથી એક દવાની શીશી તેણે બ્હાર કાઢી. બે ટીપાં તેના મોઢામાં નાખ્યા. બાકીની થોડી એક શીશીમાં ભરી આપી.

“લ્યો ! આ દવાના બબ્બે ટીપાં દર બબ્બે કલાકને આંતરે એક ગ્લાસ પાણીમાં રેડી દરદીને પાઇ દેજો. એ થોડીજ વારમાં ભાનમાં આવશે. કાલે સવારે હું પાછો આવી તપાસી જઇશ. સાહેબજી.”

દવા આપી યુવાન ડોકટર ઉઠયા. દીનેશે તેમને તેમની ફી આવતી કાલે આપવાનું કહ્યું. "નેવર માઈન્ડ" (કંઇ નહિ) ઉચ્ચારી દીનેશને શેઇકહેન્ડ કરી તેઓ મોટરમાં બેસી ચાલતા થયા.

ડોકટરના ગયા પછી થોડી વારે મહેશબાબુની આંખો ખુલી. આ વખતે આછાં આછાં બાલ-રવિના કીરણો પડી ચૂક્યાં હતાં. પ્હો ફાટવાની તૈયારી હતી.

"દીનેશ ! ઓહૂ ! મ્હારા પેટમાં બહુજ પીડા થાય છે. હું હવે ભાગ્યેજ પાંચ-છ કલાક કાઢીશ."

દીનેશે મહેશને પાણી પાયું. જરા શાન્ત થતાં મહેશે પુનઃ દીનેશને અધુરી વાત આગળ કે'વા માડી.

"મૃત માતાના શબ ઉપર પડી મ્હારી લાડકી ઇન્દુ અવિરત અશ્રુધારા વહાવી રહી હતી. હવે એ કંઇ છેક ન્હાનીયે ન્હોતી, કે હું એને ન્હાના બાળકની પેઠે ભમે એમ બ્હાનું કાઢી સમજાવી દઉં. મ્હેં તેને અથથી ઇતિ પર્યંતનો સર્વ ઇતિહાસ સવિસ્તારી કહ્યો. તેને શાન્તવન આપી મ્હેં રડતે જીગરે મ્હારી મેનાને અગ્નિસંસ્કાર કર્યો. પરન્તુ ઇન્દુનુ મન સાચવવા તેની માતા મેનાવતીનું, દીનેશ ! મ્હેં ત્હને બતાવ્યું, તે પૂતળું લાખો રૂપીઆ ખર્ચી ઉભું કર્યું. મ્હારી એ માતૃપ્રેમી ઇન્દુ રોજ એ મ્હારી હૃદય-પ્રતિમાની અર્થાત્ એની માતાની આરતી ઉતારતી હતી. પણ હા હતભાગ્ય !"

"કહો ! કહો ! મહેશબાબુ ! તમારી એ ઇન્દુ આજે ક્યાં છે ?"

"પ્રભુ જાણે ! ઇન્દુમાં જીવ પરોવી હું તેની માતાની સ્મૃતિ દીવસ જતાં દીલમાંથી વીસારવા લાગ્યો. ઇન્દુ મ્હોટી થતાં તેના લગ્નની ચિન્તા મ્હને થવા લાગી. લાગલાગટ બે માસ થયા ગુહ

છોડયા પછી એ કુલાંગાર રજની પાછો ન દેખાયો. પરન્તુ તે પછી પાછો એ અવરનવર ઘરમાં આવવા લાગ્યો. મેનાના મર્મઘાતે મ્હારી વૃદ્ધાવસ્થામાં હવે તેને રોકવા જેટલું સામર્થ્ય ન્હોતું રહ્યું. અને એક દિવસ..."

"શું થયું ?"

"તે પૂર્ણિમાની રાત્રી. જ્યારે હું સંપૂર્ણ જાગૃત અવસ્થામાં હોઈ ઇન્દુ શાન્તિપૂર્વક સૂતી હતી. તેના ખીલતા યૌવન–સૌન્દર્ય ઉપર ચંદ્રિકાના શ્વેત ચાંદરણા સંતાકૂકડી રમી રહ્યા હતાં. 'હવે તો આ સુતા સાસરીયેજ શોભે !' એમ મ્હને લાગ્યું. અને તેજ વખતે મ્હારી પાસે રજની આવી ઉપસ્થિત થયો. તેની સંજ્ઞાથી હું ઉંઘતી ઇન્દુને ત્યાંજ છોડી દિવાનખાનામાં ગયો. કારણ ? તે મ્હને કંઇક કે'વા માગતો હતો."

"શું છે ?" મ્હેં અંદર જતાંજ પૂછ્યું.

"ચીડાશો નહી. સાંભળો. આ મકાનમાં આજ હું છેવટનોજ આવ્યો છું. હવે કદાપી આવનાર નથી."

"બહુ સારૂ. પણ હવે તું કે'વા શું માગે છે ?"

"ઇન્દુના લગ્ન કરવા છે ને ?"

"ક્યાં ?"

"મ્હારી ઓળખાણમાં એક વર છે. કહો તો બતાવું."

"મ્હારે ત્હારી ઓળખાણના કોઈ પણ માણસ સાથે સંબંધ બાંધવો નથી."

"કારણ ?"

"તે તું પૂછનાર કોણ ? મ્હારી ઇચ્છા."

"જુઓ ! પિતાજી ! ઇન્દુના લગ્ન તમારે મ્હારા કલ્યાણસરજ કરવાં પડશે."

"તે કદી નહી બને."

"એમ છે ? તો જોઉં છું કે કેમ બનતું નથી ?"

"મ્હને બ્હીક બતાવી એ તે દિવસનો ગયો તે ગયો. પરન્તુ એના ગયા પછી એક ભયંકર બનાવ બન્યો. અમને પિતા-પુત્રીને બેહોશ બનાવી કોઇ ગુપ્ત સ્થળે ઉઠાવી જવામાં આવ્યા. જ્યારે હું જાગૃત થયો, ત્યારે મ્હેં મ્હારી આંખોએ બાંધેલા પાટા છોડી નાખ્યા. દીપકોથી પ્રકાશમાન થયેલ એવી એક વિશાળ ગુફામાં આવેલો મ્હેં મ્હને જોયો. ઇન્દ્રસભાને પણ કોરે પણ મૂકે એવી ભવ્ય અને સુન્દર સભા ત્યાં ભરાયલી હતી. મ્હેં મ્હને પોતાને કોઇ બદમાશ યા લૂટારૂની ટોળીના હાથમાં સપડાયેલો ધાર્યો. આજુબાજુ મળી બાર આસનો પડેલાં હતા. જેમાંની એક બાજુએ પાંચ રમણીઓ બેઠી હતી. બીજી બાજુના પાંચ આસનો ઉપર પાંચ પુરૂષો વિરાજેલા હતાં. પ્રત્યેક વ્યક્તિના મોઢાઓ સફેદ બુરખાઓથી આચ્છાદિત થયા હતા. પ્રત્યેકના વસ્ત્રો બહુમૂલ્ય અલંકારોથી ઝળહળી રહ્યા હતા. બુરખાઓ મોતીની સાંકળીઓ વડે ગુંથાયલા હતા. વિવિધ રંગોથી રંગાયલા સાચા મોતીઓ દીપકના પ્રકાશે કરી ઝગઝગી રહ્યા હતા. રમણીઓના બુરખાઓમાં અનુક્રમે ચોકટના દુરી, તીરી, ચોકકો, છકકો, અને સત્તો સ્પષ્ટ જણાઇ આવતા હતા. જ્યારે પુરૂષોના ભેદી બુરખાઓમાં અઠ્ઠો, નવ્વો, દશ્શો, ગુલામ, અને રડીના દ્રશ્ય દ્રષ્ટિગોચર થતા હતા. ચોકટના તેર પાનાના સટમાં કેવળ, એકકો, બાદશાહ અને પંજો એ ત્રણજ ખૂટતા હતા. એટલામાં એકકાની સ્વારી આવી. તેની જમણી બાજુએ બાદશાહના

બુરખાવાળો એક પ્રચંડ પુરૂષ ચાલતો હતો. અધ્યક્ષના આસને વિરાજનાર એક્કાએ એક વીરને છાજે એવાં વસ્ત્રાલંકારો ધર્યા હતાં. તેના મુખ ઉપર જે બુરખો ઢંકાયલો હતો, તે પચરંગી હીરા, માણેક અને નીલમથી ગુંથાયલો હતો. તેની જમણી બાજુએ બાદશાહનું આસન હતું. ડાબી બાજુનું આસન ખાલી હતું. એક્કાની ગ્રીવામાં હીરા માણેકની મોહનમાળાઓ ઝૂલી રહી હતી. આખો રત્નજડીત પોશાક ચોકટના એક્કામાં સમાયલો હતો."

"નવા સભ્યને હાજર કરો."

એક્કાના મુખમાંથી એટલાંજ શબ્દો બ્હાર પડયા, કે તરતજ બાદશાહ ઉઠયો. દીનેશ! થોડીજ વારમાં ત્યાં મ્હેં મ્હારી વ્હાલી પુત્રી ઇન્દુને આવેલી જોઇ. અમે બાપ–દીકરી એકેકને બાઝી પડયાં. બાદશાહે અમારા દેખતાં દૂરીનો કર પકડયો. મંડળના નિયમાનુસાર દૂરીની પાસે બળાત્કારથી એક કરારપત્ર ઉપર સહી કરાવી લેવામાં આવી. તે પછી તેના ડાબા હાથની ચોળી નીચેના ભાગ ઉપર મંડળની નિશાની તરીકે દૂરીના સિક્કાનો ડાંમ સભાની અંદર તે નવ–યુવાન બાળાને દેવામાં આવ્યો. એક કારમી ચીસ નાખી તે બીજીજ પળે બેહોશ થઇ ત્યાં પડી.

આ બધું અમારી સન્મુખ કરવાનું કારણ હું સમજી ગયો. દુષ્ટના દગાખોર મંડળમાં એ કોઇ અનાયાસેજ સપડાયલી નિર્દોષ બાળા હશે. તે પછી એક લાંબો લખેલો કાગળ એક્કાની આજ્ઞાથી મ્હારી સન્મુખ ધરવામાં આવ્યો. મ્હેં એ ઉપર સહી કરવાની ચોકખી ના પાડી. પરન્તુ મ્હારૂં શું ગજું? છાતી આગળ ભરેલી પિસ્તોલ ધરતાંજ મ્હેં વાંચ્યા વિના એ કરારપત્ર ઉપર સહી કરી દીધી. તે પછી મ્હારી પુત્રી પાસે પણ કોઇ એક લખાણ ઉપર બળાત્કારથી અનિચ્છા છતાં

સહી કરાવી. અમે અનિચ્છા છતાં વચનથી બંધાયા. તે પછી મ્હારી પુત્રીને પણ પેલી બાળાના જેવી ભયંકર નિશાનીથી યુકત કરવા એક્કાના બદમાશ સિપાઇઓ અંદર લઇ ગયા. હું તેજ વેળા મ્હારી પુત્રીના વિરહાઘાતે મૂર્છા ખાઇ બેભાન થઇ પડયો. દીનેશ! તું નહી માને પરન્તુ આ સઘળી ચમત્કારીક લાગતી વાતો અક્ષરશ: સત્ય છે. જ્યારે મ્હારી આંખો ઉઘડી, ત્યારે મ્હેં મ્હને અત્રે આજ શય્યામાં સુતેલો દીઠો. તેજ દિવસથી પુત્રીના વિરહે હું આ ભયંકર બીમારી ભોગવી રહ્યો છું. "હા...બ...સ...લે...આ..." કે'તાંજ મર્ણની છેલ્લી ઘડીએ આવેલા મહેશબાબુએ દીનેશના હાથમાં પોતાની શય્યા નીચેથી એક કવર કાઢી આપ્યું.

"એ શું છે?"

"કહું છું સાંભળ! જ્યારે મ્હારી પુત્રીએ પોતાના કરારપત્ર ઉપર સહી કરી, ત્યારે હું પણ ત્યાંજ ઉભેલો હતો. ટેબલ ઉપર પડેલો એ કરારપત્ર અચાનક પવનને લઈ ઉડી, મ્હારા પગ પાસે પડયો. મ્હારી પુત્રીને મંડળની નિશાનીથી યુકત કરવામાં પડેલા એક્કા તથા તેના માણસોના બેધ્યાનપણાનો લાભ લઈ મ્હેં તે ઉપાડી ગજવામાં મુકી દીધો. પાછળથી એ વાતની ખબર પડી, અને આ પત્ર લેવા એ બદમાશના માણસો હજુય મ્હારે ત્યાં ગુપ્ત શોધ ચલાવી રહ્યા છે. દીનેશ! હું ખાત્રીપુર્વક કહું છું કે એજ મંડળમાં મ્હારા રજનીનો હાથ પણ હોવો જોઇએ. આ કરારપત્ર જીવની પેઠે જાળવજે, અને મ્હારી ઇન્દુને એ દુષ્ટ મંડળમાંથી મૂકત કરી તેને કહેજે કે ત્હારો કરારપત્ર આપણા હાથમાં આવેલો હોવાથી, હવે તું તેમની સાથે બંધાયલા વચનથી છૂટી છે. તે ઉપરાંત જો પુત્રવધૂ ચંદ્રિકાની ભાળ મળે તો મેળવજે.

દીનેશ ! લે ! આ મ્હારૂં વીલ... મ્હારી તમામ મિલ્કતનો વારસ હું છેલ્લી ઘડીએ ત્હનેજ કરી જાઉં છું, ત્હારા ઉપર મુકેલા વિશ્વાસને ઘાત નહિ થાય એમ આશા રાખી હું જાઉં છું...હા ! ઓ...આ... શું ? મ્હારી નસો ખેંચાય છે.”

દીનેશે વીલ તથા કરારપત્ર ઝટપટ પોતાના ગજવામાં મુકયા. ડૅાકટરે આપેલી દવાની શીશી તેણે પુનઃ હાથમાં લીધી. મહેશબાબુના મ્હોમાં બે ટીપાં પાડવા તે જરા નમ્યો. ત્યાંજ તેણે મહેશના મ્હોં ઉપર લીલા રંગનો આભાસ પડતો જોયો. તે વ્હેમાયો દવાની શીશી તેના હાથમાંથી સરી જમીન ઉપર પડી ગઇ. દવામાં ઝેર દેવામાં આવ્યું છે, એમ તેને લાગ્યું. તત્કાળ ચાંપતો ઇલાજ લેવા તે પાસેના ખંડમાં ગરમ પાણી કરી લાવવા દોડયો. સ્ટવ ચેતાવી તેણે પાણી ગરમ કર્યું. ગ્લાસમાં ભરી જેવો તે દરદીના ખંડમાં પગ મૂકે છે, તેવોજ તેણે એક ભયંકર દેખાવ જોયો.

મહેશની છાતી ઉપર કટાર લઇને પેલો ડૅાકટર ચઢી બેઠો હતો. મહેશને તે વીલ અને કરારપત્ર આપવા કહી રહ્યો હતો. પાણીનું ગ્લાસ ત્યાંજ પડતું મૂકી દીનેશ મહેશની મદદે દોડયો. પરન્તુ તે પ્હેલાં તો બદમાશની કટાર મહેશના હૃદયમાં ઉતરી ગઇ. દીનેશ તે બદમાશ ડૅાકટરને પકડવા દોડયો. પરન્તુ બદમાશની મોટર બ્હારજ ઉભેલી હતી. તે તેમાં કુદી પડયો. ચાલાક દીનેશ પણ તેનો પત્તો મેળવવા મહેશને પડતો મૂકી, મોટરના પાછળના વધારાના પૈંડા ઉપર ચઢી બેઠો. આલીશાન કલકત્તા નગરના ધોરી રસ્તા ઉપરથી મોટર સડસડાટ દોડવા માંડી. દીનેશ તો એજ વિચાર કરી રહ્યો હતો, કે આ તે “ડૅાકટર કે દગાબાજ !”



# પ્રકરણ:-૪થું.

## " જીવલેણ અકસ્માત."

❋(०)❋



બદમાશ ડૉકટરની મોટરકાર પૂર ઝડપમાં રસ્તો કાપી રહી હતી. કદાચ ! દીનેશ પોતાની પાછળ પડશે ! એ બ્હીક ખૂનીને કંપાવી રહી હતી. એટલામાં તો એક ભયંકર બનાવ બન્યો. આંખ મીંચીને મોટર હાંકતો ડૉકટર ધ્યાન ચૂકયો. એક આંધળો ફકીર અડફટમાં આવી ગયો. મોટર તેના ઉપરથી પસાર થઇ ગઇ. લોહીલોહાણ ફકીરની આસપાસ પોલીસ તથા માણસોની પ્રચંડ મેદિની જોતજોતામાં ઝામી ગઇ. થોડેજ છેટે કલકત્તાની પોલીસે મોટરને પકડી.

જ્યારે પાછળ બેઠેલો દીનેશ ! તેનું શું થયુ ? તે તો કયારનોયે ચાલતી મોટરે ઉતરી આ ટોળામાં દાખલ થઇ ગયો હતો. કારણ ? મોટરકાર પકડાશે, એમ તેને ખાત્રી હતી. મોટર પકડાતાંજ માણસો ત્યાં આગળ દોડયા. જેમાં સૌથી આગળ અને પ્હેલો દોડનાર આપણી વાર્તાનો વીર નાયક દીનેશબાબુ હતો.

પોલીસના માણસે મોટર ડ્રાઇવર ઉર્ફે બદમાશ ડૉકટરને પકડયો. પરન્તુ થોડીજ વારમાં તે બદમાશે પોતાના ગજવામાંથી એક ફેટનું પાનું કાઢી બતાવ્યું. દીનેશે તે જોઇ લીધું. એ પાનુ ચોકટના એકકાનુ હતું. ચોકટના એકકાના નામે કલકત્તાની પોલીસ થરથરી રહી હતી. એકકાના તમામ સાથીઓને તે પોતાના જાનની સલામતીને માટે

વિના વિલંબે છોડી દેતી. પોલીસે એ એકકાનું પાનું જોતાંજ માણુ-સોને વીખેરી નાખ્યા, અને મોટરને જવા દીધી, પરન્તુ દીનેશનું ધ્યાન ડોકટર તરફજ લાગેલું હતું. મોટર ચાલુ થતાંની સાથેજ તે પણ કુદકો મારી અંદર ચઢી બેઠો.

બહાદુર બદમાશ એક હાથે મોટરને ચાલુ રાખતો, અને બીજે હાથે દીનેશને દંડાવતો હતો. આખરે વ્હીલ છટક્યું. મોટર ઉંધી વળી. દીનેશ અને બદમાશ બંને તેની નીચે દબાઇ ગયાં. દીનેશને પુષ્કળ વાગ્યું હતું. તે બેશુદ્ધ થઈ પડયો હતો.

બદમાશ ડોકટરને નજીવીજ ઇજા થવા પામી હતી. તેણે ઘાયલ દીનેશને બેશુદ્ધ દશામાં પડેલો જોયો. વૃદ્ધ મહેશબાબુને વીલ તથા કરારપત્ર દીનેશને આપતાં બદમાશ ડોકટરે છૂપાઇને જોયાં હતાં. પરન્તુ તે શું તે છે? તે જાણતો ન હતો. દીનેશના ગજવામાંથી તેણે તે કાઢી લીધા. થોડીજ વારમાં તે લઇ હરખાતે હૈયે ન્હાસી જવા પાછો ફર્યો.

એક વાર તેણે હસતી મુદ્રાએ દીનેશ તરફ જોઇ લીધું. બીજીજ પળે તેને દીનેશને જાનથી મારી નાખવાનો વિચાર થઇ આવ્યો. તે પાછો ફર્યો. બેહોશ દીનેશને પૂરોજ કરવા તેણે ભાંગેલી મોટરનો એક લોખંડી સળીયો હાથમાં લીધો. ભાલ પ્રદેશમાં મારવા ઉંચક્યો. ત્યાંજ પાસેના ઝાડ ઉપરથી એક માણુસ કૂદી પડયો. તેના હાથમાં ભરેલી પિસ્તોલ હતી. ખૂની સાંભળે એમ તે બોલ્યો...“ખબરદાર.”



# પ્રકરણ:—૫ મું.

## "દિવાંશી જ્યોતિ."



આવનાર મદદગારે પોતાનું તમામ શરીર કાળા વસ્ત્રથી ઢાંકી લીધું હતું. એટલે બદમાશ ડોક્ટર તેને કોણ છે ? તે ઓળખી શક્યો નહિ. તે કૃષ્ણવેશી વ્યક્તિએ હેઠે પડેલા દીનેશને જાગૃત કરવાને માટે બદમાશને આજ્ઞા કરી. સપડાયલા ખુનીએ પિસ્તોલની બ્હીકે દીનેશના ઘા ઉપર રૂમાલથી પાટો બાંધ્યો. થોડી વારે દીનેશ જાગ્યો. પોતાની સ્હામે પિસ્તોલ લઇ ઉભેલી કાળી બુરખાવાળી વ્યકિત, તથા દુષ્ટ ખુનીને નીહાળી તે આશ્ચર્યચકીત થઇ ગયો.

"આપનું નામ ?" બુરખાળી વ્યકિતએ પ્રશ્ન કર્યો.

"દીનેશ !" દીનેશે જવાબ વાળ્યો.

"રે'વું ?"

"મહેશબાબુને ત્યાં."

"મહેશબાબુ ! એ જીવે છે ?" તે વ્યકિતએ કંઇ ચમકીને પ્રશ્ન કર્યો.

"ના ! તેમનો ખુની આજ છે." દીનેશે દગાબાજનું કાંડુ ઝાલ્યું.

"તમે મહેશબાબુના સ્નેહી છો ?"

"ના ! હતો, તો નહિ. પરન્તુ થયો હતો. પણ આજે તો તેમની તમામ મિલ્કતનો વારસ છું."

"શી શર્તે ?"

"આપને ઓળખ્યા સિવાય હું એ વિષે આથી વધુ વાત નથી કહી શકતો."

"ભલે ! પરન્તુ તમે મહેશબાબુના હિતમાંજ છો, એમ માની હું મ્હારી ઓળખાણ આપું છું. દીનેશબાબુ ! હું મહેશબાબુ સાથે નીકટનો સંબંધ ધરાવું છું. તમારો હિતેચ્છુ ઉપરાંત મદદગાર થવા માંગુ છું."

"ખાત્રી !"

"તમારી સ્હામેજ છે. આ બદમાશે તમને ઘાયલ સ્થિતિમાં મારી નાખવાનું ધાર્યું હતું. પરન્તુ મ્હારા આવ્યાથી તમે બચી ગયા. જુઓ ! તમારું કંઈ જાય છે ?"

"જાય છે." એ પ્રશ્નેજ દીનેશને વીલ તથા કરારપત્ર સાંભર્યા. ગજવું તપાસ્યું. તે ગૂમ થયેલાં દીઠાં. તુર્તજ બોલ્યો, "મ્હારા બે કીમતી કાગળો ગૂમ થયા છે."

"અને તે આ બદમાશેજ લીધા હશે."

બદમાશ ડોકટરના ઓવરકોટમાંથી દીનેશે પોતાના બંને ઉપયોગી પત્રો પાછા મેળવ્યા. એજ વખતે બદમાશ શરતચૂક થયેલ બુરખાવાળા ઉપર કૂદયો. તેના હાથમાંથી પિસ્તોલ તેણે ઝૂંટવી લીધી. દીનેશ તેની મદદે દોડે તે પ્હેલાં તો તે ત્યાંથી ગૂમ થઇ ગયો. નિઃશસ્ત્ર દીનેશે તેની પૂંઠ પકડવી છોડી દઇ પેલા બુરખાવાળાને જમીન ઉપરથી ઉભો

કર્યો. ઓચિંતો ધકકો લાગતાં બુરખાવાળો જમીન સાથે સખત અફળાયો હતો. તેને ઉભો કરવા જતાં દીનેશને તે પુરૂષ નહી પણ સ્ત્રી હોવાનો ભાસ થયો.

દીનેશબાબુ ! ત્યારે હવે જઇશું."

"થોભો ! આ દીનેશ તમારૂં મુખદર્શન કરવા ચ્હાય છે."

"ખુશીથી ! પરન્તુ એક શર્તે."

"તે શી ?"

"નામ ! ઠામ ! તથા વેશ હાલ ગુપ્ત રાખવા."

"કબૂલ."

"અને એ કબુલાતની સાથેજ બુરખાવાળાનો બુરખો ઉંચકાયો. પ્રૌઢ વયની એક સુન્દરીને દીનેશે જોઇ.

"તમારૂં નામ ?" દીનેશે પૂછયું.

"જયોતિર્બાળા ! હું કલકત્તાની એક પ્રખ્યાત નર્તકી છું."

દીનેશ તેને જોતો અને વિચારતોજ રહ્યો. જયોતિર્બાળા બુરખો નાખી ત્યાંથી ચાલતી થઇ.

દીનેશ તે પવિત્ર નર્તકીને જોતો ત્યાંજ ઉભો. તેનું દિલ તેને ક'વા લાગ્યું, કે "શું એ વેશ્યા હશે ?" ના...ના...લાગે છે તો સાક્ષાત્ કોઇ દેવાંશી જયોતિ !"



## પ્રકરણ:—૬ ઠું.




### "ખૂનનો આરોપ."

શ્યા જ્યોતિર્બાળાની સ્હાયથી મૃત્યુના મુખમાંથી ઉગરેલ દીનેશ ફરી પાછો મહેશબાબુને મકાને આવ્યો. "શબની શી વ્યવસ્થા કરવી ?" એ વિચાર તેના મગજમાં ઉદ્‌ભવ્યો. મહેશબાબુના હૃદયમાં ઘોંચેલું કારી ખંજર તેણે ખેંચી કાઢ્યું. જેને બારીક તપાસતાં તેને "ચોકટનો બાદશાહ." એટલા અક્ષરો તેની ઉપર કોતરેલાં માલમ પડ્યા. ખૂની ચોકટના એકકાની ટોળીનો કોઇ બદમાશ છે, એમ પામી જતાં તેને વાર ન લાગી. હજુ તો તે ખૂની અને ખૂન સંબંધી આગળ વિચાર કરે છે, ત્યાં તો મકાનના દ્વાર ખખડ્યા. બીજીજ પળે પોલીસોની એક ટુકડી સાથે નાયક ત્યાં આગળ આવ્યો.

અચાનક આવી પ્હોંચેલા સિપાઇઓને જોતાંજ દીનેશ કંઇક બ્હીધો. એવામાં નાયકની નજર દીનેશના ખંજરવાળા હાથ ઉપર પડી. તુર્તજ તેણે દીનેશનું કાંડું ઝાલ્યું.

"અમને એવી સત્તાવાર ખબર મળી છે, કે આ મકાનમાં રે'તા બાબુ મહેશચંદ્રનું કોઇએ ખૂન કર્યું છે, અને એ ખરો ખૂની ન પકડાય ત્યાં સુધી અમારા શક ઉપરથી તમનેજ કેદી તરીકે રાખવામાં આવશે." નાયક બોલ્યો.

"પરન્તુ ખૂની હું નથી."

"ત્યારે કોણ છે ?"

"તે હું જાણતો નથી."

"ખૂનીને તમે જોયો છે ?"

"હા ! હજુ તે કલકત્તામાંજ હશે."

"ત્યારે તમે કોણ છો ? અહીં શું કરતા હતા ?"

"હું એક ખાનગી ડિટેકટીવ છું. અને આ મૃત બાબુની બૂમો સાંભળી બ્હારથી દોડી આવ્યો હતો."

"તો શું ? ખૂની તમારા છતાં ખૂન કરી ન્હાસી ગયો ?"

"હા ! હું તે વખતે બેહોશ બાબુને શુદ્ધિમાં લાવવા પાણી લેવા ગયો હતો."

"તમારી વાતો ગોઠવેલી અને તરકટી ભાસે છે. વારૂ ! તમે કલકત્તામાં કોઈ સારા માણસની જામીનગીરી મ્હને આપી શકશો ?"

"ના ! હું ખૂની નથી. નેમ જામીન આપી જામીનગીરી ઉપર વિના વાંકે છૂટવા માંગતો નથી. વળી આ શહેરથી હું અપરિચિત હોઇ મ્હને કોઇ ઓળખતું પણ નથી."

"તો પછી સરકારી કાયદા મુજબ હું તમને કેદ કરી લઇ જઇશ."

"ભલે ! મ્હારામાં નિર્દોષતા પુરવાર કરી છૂટવાનું સામર્થ્ય છે."

"કેવી રીતે ?"

"આ રીતે ! જુઓ." કે'તાંજ દીનેશે મહેશબાબુએ કરેલું વીલ ખિસામાંથી કાઢી નાયકને બતાવ્યું.

"આ વીલમાં મહેશબાબુની આ કરોડોની મિલ્કતનો વારસદાર હું બન્યો છું."

"તેથી શું ?"

"ખૂન થનાર પોતાના ખુનીને પોતાની મિલ્કત સોંપી જાય, એમ તમે માનો છો ખરા ?"

"પરન્તુ એ પુરાવો તો ઉલ્ટો તમારાજ વિરૂદ્ધમાં પડશે."

"કેવી રીતે ?"

"મરનારની કરોડોની મિલ્કત હસ્તગત કરવા તમેજ બળજોરીથી વીલ ઉપર સહી કરાવી તેનું ખૂન કર્યું."

"શું ?"

"હા ! કારણ ! તમારા હાથમાં લોહીવાળું ખંજર છે. મરનારની લાસ પાસે તમારા સિવાય બીજું કોઈ નથી."

"તો શું નિર્દોષ દંડાશે ? અને ખરો ગુન્હેગાર છટકી જશે !"

"પણ તમારા નિર્દોષપણાની ખાત્રીજ કયાં છે ?"

દીનેશનો હાથ અહીં હેઠો પડયો. દીનેશ ઉપર ખુનનો આરોપ મૂકાયો. નાયક તથા સિપાઇઓ દીનેશને લઇ ચાલવા લાગ્યા. દ્વારને સીલ મરાયું. નિર્દોષ દીનેશ ભાવિની વિચિત્રતા ઉપર વિચાર કરતો સિપાઇઓ સાથે મકાનના પગથીઆ ઉતરી રહ્યો હતો, ત્યાંજ સ્હામેથી એક યુવાન બંગાળી યુવક આવી લાગ્યો. મહેશબાબુના મકાનના પગથીઆ ચઢતાં તેને નાયકે રોકયો.

"રમેશબાબુ ! નહિ જવાય."

"કારણ ?"

"મહેશબાબુનું ખૂન થયું છે."

"શું ? મ્હારા પરમ મિત્રનું ખૂન ?"

"જી. હા. અને આ ખૂનીને પકડી અમે ન્યાયાલયે જઇએ છીએ."

"શું મહેશબાબુનો ખુની આ નવયુવાન છે ?"

"હા."

"તમે એમ શા ઉપરથી માનો છો ?"

"હાથમાં લોહીવાળા ખંજર સાથે એ મહેશબાબુના શબ પાસે ઉભેલો હતો."

"તેથી શું થયું ? કેવળ શક ઉપરથીજ તમે એને ખૂની માની લીધો. કેમ ?"

"હા. જો કે એ પોતાને નિર્દોષ જણાવે છે. છતાં પુરાવો ન હોવાથી ગુન્હો સાબીત થાય છે."

"નાયક ! હું મહેશબાબુનો પરમ મિત્ર છું, એટલે એમના શત્રુ તેમજ શુભાકાંક્ષી સર્વને સારી રીતે ઓળખું છું, હું તમને ખાત્રી આપું છું કે આ પવિત્ર કાન્તિવાન યુવાન એમનો શત્રુ નથી."

"તમે એમના જામીન થાવ છો ?"

"ઘણીજ ખુશીથી. છોડી દ્યો."

રમેશ મહેશબાબુનો મિત્ર હશે કે શત્રુ ? એ તો ઇશ્વર જાણે ! પરન્તુ તેને તેના આજ પોશાકમાં મહેશબાબુને ત્યાં વારંવાર આવતો જતો સર્વ કોઇ જાણતા હતા. રમેશબાબુને સલામ કરી નાયક દીનેશને છોડી ચાલતો થયો. તે પછી રમેશે દીનેશને મહેશની મિલ્કતનો ધણી થયો છે, જાણી મહેશબાબુના જેવીજ મિત્રતા પોતાની સાથે પણ જાળવી રાખવા કહ્યું. દીનેશે રમેશને વચન આપ્યું. બાદ શબની સુયોગ્ય વ્યવસ્થા, તથા મહેશબાબુના ખૂનીનો પત્તો મેળવવાનો ઠરાવ કરી, આ નવીન-મિત્રોનું જોડું છુટું થયું.



# પ્રકરણ:—૭ મું.

## "એકકો અને બાદશાહ."



—: સંગીત :—

હારી! હવે હું તો હારી...
કહનૈયા! ત્હારાથી તો હું હારી...
ભિંજવ્યા ચોળી ચીરો નૌતમ...
સાથે અમ્મર ભારી...કહનૈયા.
રોકી પનઘટ! ખેલે હોળી...
ટેવ બળી! શું સારી?...કહનૈયા.
જોને! હજુ તો છાંટી રહયો છે...
રંગ ભરી પિચકારી...કહનૈયા.
સ્યાણા! સમજી! સાંભળ કહું તે...
વાત જરા તું મ્હારી...કહનૈયા.
પડતી મુક પિચકારી હેઠે...
બંસરી બજવની પ્યારી...કહનૈયા.
આછાં પટકૂળ રંગે ભીંજ્યાં...
વા વાયે શિતુકારી...(૨)
મોહન! મુક હવે તું મસ્તી...
માન વિનંની મ્હારી...કહનૈયા.





લકત્તાની સુપ્રસિદ્ધ વારાંગના જ્યોતિબાળાના સુશોભિત મહાલલયમાંથી ઉપરોક્ત ગાયનના સૂરો છૂટી રહ્યા હતાં. આખું કલકત્તા આ જ્યોતિની જ્યોતિ ઉપર મુગ્ધ હતું. જોકે યુવાનીનો બ્હાર જ્યોતિના અંગમાં ન હતો, છતાંય જ્યોતિનુ સૌંદર્ય ઝાંખુ પડયું ન હતું. અનુપમ વસ્ત્રાલંકારોથી વિભુપિત, અને કદમાં જરા દેખાવડી ઉપરાંત હૃષ્ટપુષ્ટ જ્યોતિ આજ આનન્દને ઝૂલે ઝોલાં ખાતી હતી. હીંચકા ઉપર ઝૂલતી જ્યોતિના એક હાથમાં રેશમની દોર હતી. પડખે બેઠેલી દાસી જ્યોત્સના મધુર બીન બજાવી રહી હતી. ઝૂલતી જ્યોતિ પોતાના સુરમ્ય કંઠમાંથી ઉપરાઉપરી સંગીતધારા વહાવી રહી હતી.

શામળીયા શું સ્નેહ...(૨)
રાધે ! શ્યામ સંગાથે સ્નેહ...
ગિરિવરધારી...શ્રીકૃષ્ણ મુરારી...
અર્પ્યા આત્મન્! દેહ...રાધે.

ભિન્ન ભિન્ન પ્રકારના શ્રોતાઓની ભિન્ન ભિન્ન રૂચિ અનુસાર જ્યોતિ વિવિધ સંગીત–પદો લલકારી રહી હતી. એવામાં મહાલયના દ્વાર ઉઘાડી એક પુરૂષ ઉપર ચઢી આવ્યો. જેને જોતાંજ જ્યોતિ તેમજ તમામ મંડળ સન્માન દેવા ઉભું થઇ ગયું.

આવનાર દોડતો આવ્યો હોવાથી તેનો શ્વાસ સમાતો ન હતો. ઘડીભર આરામ લેવા તે ત્યાં બિછાવેલી નરમ ગાદી ઉપર પડયો. જ્યોતિએ તેને શરબતની એક પ્યાલી ભરી આપી. સહજ શાન્તિ પામતાં તે સત્તાધીશ સ્વરે બોલ્યો. "ચાલો..."

એકજ શબ્દ ! અને બધાં પોતપોતાના વેશથી વિભૂષિત થવા વેરાઇ ગયાં. આવનાર મહાપુરૂષે તે પછી એક છૂપી કળ દાબી. મકાનનો માળ જ્યોતિ તથા આવનારને લઇ સરરર કરતો જમીનમાં ઉતરી ગયો.

વાંચક ! મહેશે દીનેશને જે ચમત્કારિક વાત કહી હતી, તેજ મંડળના સભ્યોનું આ છૂપું સ્થાન હતું. દીનેશને મદદ કરનાર નર્તકી જ્યોતિ તે પણ આજ મંડળની એક છૂપી સભ્ય હતી. ચોકટના એકકાના ભેદી નિવાસસ્થાનમાં જવાનો એક માર્ગ શહેરમાં રે'તી આ કલાવતી જ્યોતિના મકાનમાં પડતો હતો. થોડીજ વારમાં એ રસ્તે થઇને મંડળના તમામ સભ્યો સભાલયમા આવી લાગ્યા. પ્રમુખસ્થાને એકકાની પધરામણી થયાં બાદ પ્રશ્ન પૂછાયો.

"કોણ કોણ હાજર નથી ?"

"દૂરી અને પંજો."

"પંજો નવો સભ્ય હોઇ, તેની પ્રકૃતિ શિથિલ છે. દૂરી તેની તહેનાતમાં છે."

"વારૂ ! તમે શી ખબર લાવ્યા ?"

આવનાર મહેશબાબુનો ખૂની કે જે ચોકટના એકકાનો જમણો હાથ હતો, તે ચોકટનો બાદશાહ બોલ્યો.

"મહેશનું ખૂન સ્હેલાઇથી થયું છે. પરન્તુ પેલો કરાર પત્ર હાથમાં આવ્યો નથી."

"અને વીલ ?"

"કોઇ દીનેશ નામના યુવકના નામનું થયું છે. હાલમાં કરારપત્ર તથા વીલ બંને તેનાજ કબજામાં છે."

"તેને માટે તમે શું ધારો છો ?"

"તે આપણી સાથે જોડાય એ અસંભવિત છે. આપણા મંડળની વાતથી મ્હેશે તેને ચેતાવ્યો છે. આપણા પ્રત્યેક સભ્યોને પકડવા તે ગુપ્ત વેશ ધારણ કરી પુઠ પકડી રહ્યો છે. વધારામાં તે ચાલાક, અને બ્હાદુર ડિટેકટીવ છે."

"તો હવે તમારી શું સલાહ છે ?"

"લક્ષ્મીથી એ લલચાય એવો નથી."

"તો રસ્તો ?"

"શું ?"

"લલનાના લાવણ્યે તે જીતાય, અને કદાચ ફસાય."

"તો જ્યોતિને એ કાર્ય સોંપો."

એકકાની એ આજ્ઞા ચોકટની તીરી ઉર્ફે જ્યોતિ શિરોમાન્ય ગણી ઉભી થઇ. પરન્તુ તેને બેસી જવાની ઇશારત કરતો બાદશાહ બોલ્યો.

"જ્યોત એ કામને માટે લાયક નથી."

"કેમ ?"

"એ (દીનેશ) વયમાં યુવાન છે. યુગલ તો સરખે સરખાનુંજ શોભે !"

"તો પછી ? ત્હારા હાથ નીચેની હૂરી એ કામ કરી શકશે ?"

"કદી નહી. એ જીદ્દી અને ભમતી છે. એને સમજાવવી તો અતિ કઠણ."

"ત્યારે !"

"નવો શિકાર ઉપયોગમાં આવશે. વિશેષમાં એ યુવાન બાળા હજુ કુંવારી છે, ઉપરાંત સૌન્દર્યશાલિની છે."

"પરન્તુ એ માનશે ?"

"હા ! મુક્તિની લાલચ આપણું કાર્ય પાર ઉતારશે."

"તો ભલે ! તેમ કરો."

"કોઇ વિરૂદ્ધ !" બાદશાહે સર્વ સભ્યોની સંમતી માગી.

ઠરાવ સર્વાનુમતે પસાર થયો. મંડળના સત્તા અને અડ્ડાને બાદશાહની મદદે રોકવામાં આવ્યા. ધીરે ધીરે એક્કા અનેબાદશાહ સિવાયનું તમામ મંડળ વિખરાઇ ગયું. તે પછી બન્નેએ પોતપોતાના બુરખા ઉચા કર્યા.

"આપણી છે ને આપણે મેળવીશું. કેમ ! એમાં થોડો ગુન્હો કે અન્યાય છે ?" હસતાં હસતાં એક્કાએ કહ્યું.

"જરાયે નહી." બાદશાહે જવાબ વાળ્યો.

એકકાનું મુખદર્શન બાદશાહ સિવાય કોઇ કરી શકતું નહી. તમામ 'મંડળ' એકકો એ કોણ છે ?' એથી સર્વથા અજ્ઞાન હતું. નવો આવેલો શિકાર તે મહેશબાબુની પુત્રી ઇન્દુમતી હતી. ચોકટના પંજાનો નંબર તેનો હતો. બાદશાહે દીનેશને જે દિવ્યાંગનાના મોહથી ફસાવવાનો વિચાર ગોઠવ્યો હતો, તે મોહીની ઇન્દુમતીજ હતી. મહેશ બાબુનો ખૂની, ડોકટર, તથા મોટરકાર નીચે ચગાયલા દીનેશને મારવા સળીયો ઉચકનાર, તે અન્ય કોઇ નહી પણ એકકાનો જમણો હાથ બાદશાહજ હતો.



# પ્રકરણ:–૮મું.

## “શરતમાં સૌભાગ્ય.”

—(૦)—




કટના એક્કાના શયતાની મંડળમાં જે જે આર્ય રમણીઓ ફસાઇ હતી, તેમાં દૂરી, પંજો અને તીરી મુખ્ય હતી. વારાંગના જ્યોતિર્બાળાનો નંબર ત્રણ હતો, જ્યારે નવી સપડાનાર બાળા ઇન્દુનો નંબર પાંચ હતો. પરન્તુ નંબર એની નિર્ભાગીની અબળા કોણ હતી? તેની કોઇને ખબર ન હતી. તે ભાગ્યેજ પોતાનું મુખ-દર્શન મંડળના અન્ય સભ્યને કરાવતી. મંડળના તમામ સભ્યોમાં કેવળ એક્કો, બાદશાહ, અને નવીન આવનાર ઇન્દીરાનેજ તે પોતાનું મુખ જોવા દેતી.

આજ એ ત્રણ અભાગિની અબળાઓ માંહેની નં૦ ૨ તથા નં૦ ૫ ની રમણીઓ માંહોમાંહે વાર્તાલાપ કરી રહી હતી.

“ત્યારે તમે તો સંસારના લગ્ન—ઉમરા ઉપર પગ પણ મૂકયો છે. પરન્તુ હું તો હજુ સાવ કોરી અને કોડભીનીજ છુ.” નં૦ ૫ ઉર્ફે ઇન્દિરા બોલી.

“અને તેથીજ તુ મ્હારા કરતાં અધિક સુખી છે. બ્હેન! કુંવારાને વરવાના કોડ થાય છે, જ્યારે પરણેલાઓ પસ્તાય છે. કૌમાર્ય-વ્રતમાંજ કલ્યાણ છે. ત્હારે તો નિવૃત્તિ છે, કે જાણે હજુ પતિ છેજ

નહિ. પરન્તુ અમારા જેવી આર્ય કન્યાઓને તો છતે કાન્તે રંડાપો, અર્થાત્ વૈધવ્ય ભોગવવાનાં. વિરહાગ્નિમાં ઝૂરીને પ્રજળવાનું."

"પરન્તુ કંઇ ઓછાંજ બધાના પતિદેવ તમારા જેવાંના માફક ક્રૂર અને નિષ્ઠુર હોય છે ?"

"હા ! એ ખરૂં. અને એ સંતોષેજ સતીઓ પોતાના હૃદયને શાન્તિ અર્પી શકે છે. કુલટાઓના કાન્ત જીવન ધારી શકે છે. બાકી આજકાલ તો ઇશ્વરી લીલા સર્વથા ઉલ્ટીજ ભાસે છે.

સતી નારી ! પતિ જેના જુગારી યા વ્યભિચારી,
સુજન સ્વામી કદાપી જો ! ગૃહીણી ત્યાં દુરાચારી.
મહા વિદ્વાનને કર્મે વનિતા મૂર્ખ સાંપડતી,
અભણને વિદુષી ! જોડી ન સરખા સૃષ્ટિમાં જડતી.

સાક્ષર સ્વામીને મળે...છેક નિરક્ષર નાર,
સમજુ સદ્‌ગુણી રત્નને...સ્વામી મળે ગમાર.
રૂપવન્તી, ગુણવન્તીને... કદ્રુપો ! ગુણહીન,
રાજસુતાઓ રંકને શ્રીમંત–ભાલે દીન."

* * * * *

જ્યારે ઇન્દીરાને મંડળની નિશાનીનો નં૦ ૫ નો ડાંમ દેવામાં આવ્યો, ત્યારે તેની સારવારમાં નં૦ ૨ ની આ રમણીને રાખવામાં આવી હતી. ચોકટના બાદશાહનો એમાં એક મહાન ઉદ્દેશ સમાયલો હતો. પ્હેલીજ પળે જ્યાં ઇન્દીરાએ નં૦ ૨ ની રમણીનું મુખ જોયું, ત્યાંજ તેઓ વચ્ચે જુનું ઓળખાણ નીકળ્યું. સહીપણાં બંધાયા. બાદશાહનો ધારેલો પાસો સવળો પડયો. ફૂરીની હિંમતે ઇન્દીરાને ઠીક આશ્વાસન મળ્યું, તેની તબિયત દિવસ જતાં સુધરી ગઇ.

આજ એ બે દુ:ખી રમણીઓ પોતપોતાના સુખ–દુ:ખના ઉભરા એકેક આગળ ઠાલવી વ્યર્થ આંસુડા વેરી રહી હતી. એટલામાં તો બાદશાહ ત્યાં આવી ઉભો રહ્યો નં૦ ૨ ની અભાગી અબળાને તેની આજ્ઞાનુસાર અનિચ્છા છતાં ત્યાંથી અળગા થવું પડયું. તેના ગયા પછી આવનાર બાદશાહના વેશધારીએ પોતાનો રાઠોડી હાથ ઇન્દીરાના સ્કંધ ઉપર મુકયો.

"ઇન્દુ !"

ઇન્દુએ પ્હેલીજ વાર બાદશાહનો આટલો માયાળુ સ્વર સાંભળ્યો. અવાજ તેને પરિચિત લાગ્યો. છતાં ઝટપટ ઉભી થઇ, તે આઘી ખસી ગઇ.

"કોણ ?"

"ચુપ ! એ તો હું..."

"શા માટે આવ્યા છો ?"

"ત્હને અત્રેથી મુકત કરવા."

"શું ? તમે બદમાશના મંડળના અગ્રગણ્ય માણસ થઇ એવું પરોપકારી ને ભલું પગલું ભરશો ?"

"નિ:સંશય ! આ બાદશાહ હંમેશ એવાંજ કાર્યો કરે છે. તદુ–પરાંત હું ત્હને સારી રીતે ઓળખું છું."

"તમે ?"

"હાં ઇન્દુ ! જો ! બરાબર ધ્યાનપૂર્વક નિહાળ. હું કોણ છું ?" કે'તાંજ બાદશાહે પોતાના મુખ ઉપરનો બુરખો દૂર કર્યો.

"ઓ પ્રભુ ! હું આ શું જોઉં છું ! ખરેખર! કોણ...તમે મ્હારા...!"

"ચૂપ..." બુરખો નાખી દેતાં તે બાદશાહ બોલ્યો. "મ્હોટેથી ન બોલ. કહે હવે મુક્ત થવા શો વિચાર છે ?"

"તમે કહો તેમ કરવા તૈયાર છું."

વાંચક ! ચોકટના એક્કાનો જમણો હાથ આ બાદશાહ તેજ મહેશબાબુનો ચિરંજીવી, ખૂની, પુત્ર, ઈન્દીરાનો બંધુ, અને સતી ચંદ્રિકાનો સ્વામી રજનીકાન્ત.

પોતાની કુ-ચાલને લઇ પિતાએ કાઢી મુક્યો, તે પછી તેણે એક્કાની નોકરી સહર્ષ સ્વિકારી. એક્કાની સંમતિ અને સહાયથી પિતાની કરોડોની સંપત્તી બીનવારસદાર દીનેશ પાસે પાછી મેળવવા તે પોતાની પ્રપંચજાળ પાથરી રહયો હતો. કદાચ ! મરનાર પિતા ! ઇન્દુને નામે માલમિલકત લખી જાય ! એ ભયને લઇને તેણે અગાઉથીજ ઈન્દીરાને પોતાના ગુપ્ત દુષ્ટ મંડળમાં બળાત્કારે નજરકેદ કરી. પિતાનું ખૂન પૈસાને માટે સગા પુત્રે કર્યું. પરન્તુ નસીબ બે ડગલાં દૂર તે દૂર. મરતાં મરતાં વૃધ્ધે તમામ સંપત્તિની સોંપણુ અણજાણ્યા દીનેશને કરી દીધી. દીનેશ હવે એક રસ્તામાં આડો રહયો. એ નડતર-કંટકને ઠેકાણે પાડી, અને વીલ હાથ કરી, રસ્તો સાફ કરવો એમ તેને જણાવ્યું. બનાવટી વીલ બનાવી પિતાના સાચા વારસદાર તરીકે બ્હાર પડવાની યુક્તિ તે શોધી રહયો, અને પોતાના એ પ્રપંચયજ્ઞમાં ગરીબ બિચારી ઈન્દીરાને આહુતિ તરીકે હોમવા, તે ચાંડાળ, બાપના નામને બટ્ટો લગાડનાર, કુળકંટક કસાઇ. તેને પોતાનુ હથીયાર બનાવવા તૈયાર થયો.

* * * *

"ઇન્દુ ! મ્હારૂં કહ્યું માનીશ, તો જરૂર અહીંથી છૂટીશ."

"ત્યારે તો મ્હોટો ઉપકાર ! ભાઇ મ્હને આ પાપાલયમાંથી છોડાવ."

"પરન્તુ એક શર્તે."

"શી ?"

"જો સાંભળ. આપણા પિતા મહેશબાબુનું કોઇ બદમાશે ખુન કર્યું છે. પરન્તુ પિતાજીએ મરતી વખતે પોતાનું વીલ કરતાં...મ્હને વિસારી દીધો છે."

"અત્યારે તેને શું છે ?"

"એ લાખોની સંપત્તિ એક દીનેશ નામનો નવયુવાન આપણા પિતાનો ખૂની આજે પોતાને વારસદાર તરીકે મનાવી પચાવી પડયો છે."

"પરન્તુ વીલ વગર ?"

"વીલ બનાવટી બનાવ્યું છે."

"શું પિતાનો ખૂની ! પૈસાનો ધણી થઇ બેશે !"

"હા. મ્હેં આ સર્વ ખબર મ્હારા ગુપ્ત જાસુસો મારફત મેળવી છે. હવે એ બદમાશની પાસેથી આપણા બાપદાદાની દોલત પાછી મેળવવાનો કેવળ એકજ ઉપાય અવશેષ રહ્યો છે."

"અને તે ?"

"તું ! ઇન્દુ ! ત્હારાથી વળે એમ છે."

"હું કંઇ સમજી શકતી નથી."

"સાંભળ ! તે કુંવારો છે. સ્ત્રીની શોધમાં છે. તું એની સાથે લગ્નગ્રંથીથી જોડાઇ જા."

ડિટેક્ટીવ નવલકથા.

# પોલાદી પંજો. (સચિત્ર)

પ્રકાશકઃ-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીકઃ-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

કીંમત બાર આના.

"શું ? ભાઇ ! આ તું શું બોલે છે ? પિતાના ખૂની સાથે પાણીગ્રહણ !"

"ધીરી પડ. ઇન્દુ ! શાન્ત થા. હું ત્હને હૃદય-લગ્ન કરવા નથી કે'તો. કેવળ દુનિયાને દેખાડવા ખાતર થોડાજ વખતને માટે દેહ-લગ્ન, નામના લગ્ન કર."

"શું જર મેળવવા જીવનમાં ઝે'ર રેડું ?"

"એમ ત્હને કોણ કહે છે ? કામ સર્યા પછી ભલે તું પ્રેમ-લગ્ન કરજે. આતો પિતાના વૈરની વસુલાત લેવા ખાતરજ."

"નીચ સાથે નીચતા કરવી એ મ્હને પ્રિય નથી."

"ઇન્દુ ! સમજ. કેવળ બેજ વર્ષને માટે આ બધું કરવાનું છે. બે વર્ષ એની સાથે સંસાર માંડી એનો પ્રેમ જીતી લે. તે પછી આજ ખંજર અને એનું હૃદય ! પ્રતિજ્ઞાની પૂર્ણાહૂતિ. પિતાનું વૈર-વસુલ."

ઇન્દુએ ક્રુર ભાઇની આ પૈશાચિક વાતો સાંભળી મોઢા ઉપર બે હાથ દઇ દીધા. તે કશુંજ બોલી નહી. નિર્દય રજનીએ આગળ ચલાવ્યું.

"મ્હેં તમામ જાળ આગળથી બિછાવી રાખી છે. એકકાની મદદની પણ હુંફ છે. ખૂનીને ખૂન કર્યાની રાત્રે રમેશબાબુને નામે જામીનગીરી ઉપર છોડવી તેનો વિશ્વાસ મ્હેં જીતી લીધો છે. અમારા બેઉ વચ્ચે હવે ખાસ સ્નેહીપણાં બંધાયા છે. તેનીજ મરજીથી મ્હેં મઇ કાલે પ્રસંગ કાઢી વિવાહની વાત ઉપાડી હતી. ખૂની દીનેશે મ્હારા ઉપર પૂરતો વિશ્વાસ મૂકયો છે. પોતાને માટે યોગ્ય કન્યા શોધી લાવવાનું કાર્ય તેણે પોતાની રાજીખુશીથી મ્હને સોંપ્યું છે. નાવ હવે સમુદ્ર-કાંઠે આવવાની તૈયારીમાં છે. કેવળ ત્હારા હા રૂપી લંગરનીજ વાર છે. બોલ શો વિચાર છે ?"

* * * * *

વાર્તાના પ્રવાહમાં આગળ વધતાં અગાઉ ચતુર વાંચક ! એ ચેતીજ ગયા હશે, કે પોતાનાજ માણસોને સીપાઇ તથા નાયક બનાવી, પ્રપંચજાળનો ફક્કો ભણાવી, હીરાને પકડાવનાર, તથા પાછળથી દરવેશના વેશમાં આવી પાછો તેને જમીનગીરી ઉપર છોડાવનાર, શયતાન સ્નેહી તે અન્ય કોઇ નહી, પરન્તુ એકજ વ્યક્તિ, એક્કાનો જમણો હાથ, બાદશાહ ઉર્ફે મહેશનો ચીરંજીવી રજનીજ હતો.

*　　*　　*　　*　　*

"જો મ્હારે એ સર્વ નાકબુલ હોય તો!"

"તો ભયંકર યાતના સહી આ નર્કાગારમાંજ જીવનભર સડ. બળાત્કારથી શિયળ ભ્રષ્ટ બની પોષ પોષ આંસુએ રડ"

"બાપ! એ બધું શું તું જોયાજ કરશે?"

"ખુશીથી. પિતાના ખૂનીને મ્હાલતો તું જોઇ શકશેને?"

"તો શું ત્હારી ભયંકર શર્ત સ્વિકારી ખૂની સાથે પરણવું? એજ વરસમાં સૌભાગ્યને ફોડવું? સાથે સ્વામી–ઘાતકનું મહાન પાપ માથે વ્હોરવું?"

"નહી. કાર્યસિદ્ધિ થયા પછી તું ભલે અન્ય શુભ સ્થળે પરણજે."

"અર્થાત્ એક ભવમાં બે ભવ કરવા. એમજને!"

"હા! ત્હારી ઇચ્છા હોય તો કરજે. નહી તો પિતાની અર્ધ સંપત્તિ લઇ સુખ ચ્હેનમાં અવશેષ જીવન પૂરૂં કરજે."

"જો તું કેવળ વીલ અને વસુ મેળવવાજ મ્હારૂં સૌભાગ્ય ફોડવા તૈયાર થયો હોય, તો પછી અન્ય રસ્તે પણ તું, તે, તેને સપડાવી મેળવી શકે છે."

'વીલ ઉપરાંત તેની પાસે એક આપણા મંડળનો ખાનગી કાગળ છે. જેને લઇને મંડળ જોખમમાં છે."

"ભલે ! છતાં મ્હારાથી એ કરપીણ કૃત્ય તો નહિજ બને. અગ્નિ સમક્ષ પરણેલા પતિને વિશ્વાસઘાત કરી નહિજ મરાય. હાય ! હું કયા જન્મે છૂટું ?"

"ઇન્દુ ! આમાં હકદારનો હક માર્યો જાય છે."

"ભલે જતો."

"બદમાશ ખૂની ફાવી જાય છે."

"પ્રભુ તેને શિક્ષા કરશે. એક માણસને તેના અપકૃત્ય માટે દંડ દેવાનો અધિકાર માણસનો નથી."

"તો શું તું નહિજ માને ?"

"ના, ના, અને ના."

"ઠીક છે. હમણાજ માલમ પડશે."

બાદશાહના ચર્ણપ્રહારના ધ્વનિની સાથેજ ત્યાં ચોકટનો એકકો હાજર થયો. તેની બંને આંખો આગળની જગ્યાએથી લાલચોળ અગ્નિ સરસો પ્રકાશ પડી રહ્યો હતો. ગરીબ બિચારી ઇન્દુ ! એને જોતાંજ થરથર કંપવા લાગી.

"શું નથી માનતી ?" એક પ્રચંડ અવાજ થયો.

"ઓ ભાઇ ! રે'મ કર ! બચાવ !" ઇન્દુ ત્યાં ઉભેલા પોતાના બંધુના પગમાં પડી.

"બચવું હોય ! તો કર આ કરારપત્ર ઉપર સહી"

"હાય ! શું શરતમાં સોભાગ્ય મુકું ?"

"છુટકો નથી."

"ઓ પ્રભુ !'

"હાલ તો એ ત્હારો પ્રભુ અમારા ઉપર મહેરબાન છે. ચાલ સત્વર સહી કર."

"શું સ્વહસ્તે લલાટ ફોડવા ?"

"જેવું તારૂં ભાગ્ય."

"ના ! ના ! ઓ નિર્દય બંધુ ! ત્હારા આ શયતાનીયતથી ભરેલ શર્તના કરારપત્ર ઉપર મ્હારો આ દયાળુ કર કદી નહિ ચાલે."

"રમેશ ! તું જોયા કર ! એ એમ માને એમ નથી. એને તો બળાત્કારથીજ મનાવવી પડશે."

એક્કાની ભયંકરતા હવેજ બ્હાર તરી આવી. તેની ભયંકર આજ્ઞાનો પડઘો તે આખા ખંડમાં ગજી રહ્યો. જોતજોતામાં બે યમ-દૂત જેવા સેવકો ત્યાં આવી ઉભા રહ્યા.

"વિકરાળ ! આ હઠીલી છોકરીને મંડળની ભયંકર શિક્ષાના અમલમાં મૂકવાની છે."

"જી ! સેવક તૈયાર છે."

આજ્ઞા અપાઇ ચૂકી. તે જાલીમ પાષાણહૃદયી દૂતોએ કોમળ કદળી સમાન એ દીરાને રસી વડે મજબુત રીતે બાંધી દીધી. એકના હાથમાં જીવલેણ કાંતીલ ખંજર હતુ. જ્યારે બીજાના હાથમાં લોઢાના તપાવેલા બે સળીઆઓ હતા.

"ઇન્દુ ! માન ! હજુ સમય છે. નહિ તો મ્હારી એકજ આજ્ઞા થતાં તું નાક અને ચક્ષુહીન થશે. મુખ સૌન્દર્યની શોભા જોતજોતામાં નષ્ટ થશે. આ ધગધગતા લોખંડી સળીઆઓ આંખો ફોડી ત્હને અંધ બનાવશે. અસહ્ય યાતના અત્યારે અને અખિલ જીવનપર્યંત સહન કરી કારાગૃહમાં સડવું પડશે."

આવી કઠોર શિક્ષાના નામ શ્રવણેજ ઇન્દુની હિંમત ખૂટી ગઇ. તેનું ધૈર્ય તેને છોડી ચાલતું થયું. ઉગરવાની આશા અને શ્રદ્ધા નષ્ટ થઇ. તે કરૂણ સ્વરે એકકાના ચરણમાં પડી જીવનની ભિક્ષા માગવા લાગી.

"બાઇ ! જીવતદાન આપો ! અખિલ જીવન પર્યંત આપની ચરણ–કિંકરી, ગુલામડી તરીકે રહી આજ્ઞાઓ ઉઠાવીશ."

"નહી ! જીવતદાન જોઇતું હોય તો શરતમાં કેવળ કરવી રહી આ સહી."

"અફસોસ ! એક બાજુ નયન–નાસિકા છેદન ! તો બીજી બાજુ પરણીને પ્રથમ પગલેજ વૈધવ્ય–પાલન ! નથી સમજાતું ! કે શું કરવું ?"

"હમણાંજ સમજાશે. ! સીધે ઘડે નદીના નીર નથી ભરાતાં. એ તો સ્હેજ વાંકો વાળવોજ પડે. વિકાળ ! આગળ વધ. મુખ–ચંદ્રની શોભા રૂપ નાસિકાને છેદી પ્રથમ આયનામાં સૌન્દર્યહીન વદનના ઝાંખી કરાવ."

વિકાળ આજ્ઞા પાળવા કટાર લઇ આગળ વધ્યો. પરન્તુ ઇન્દુના "થોભ !" શબ્દે તે પાછો ખંચાયો.

"તો શું ? બાઇ ! એક કુમારી કન્યાના શુભાશિર્વાદ લેવાનું તમારા નસીબમાં નથી ? સૌભાગ્યવતી સુન્દરીઓના સંસાર–સુખ સળગાવી તેને કલ્પાંત કરતી જોવામાંજ શું તમને આનન્દ આવે છે ?"

"હા."

"તો ભલે ! તેમ કરો. જેવી ઇશ્વરેચ્છા ! "ઇશ્વરેચ્છા બલિયસી."

એક કરોડપતિની, બ્હેન ! બ્હેન ! થઇને ઉછરનાર, સુકોમળ બાળા ઇન્દિરા તે આવી ભયંકર યાતના સહન કરવા, ધૈર્ય તથા હિંમત ક્યાંથી લાવે ? ભીષણ ત્રાસદાયક શિક્ષાથી તેણે તે ભયંકર શર્ત ઉપર સહી કરી. લલાટ ફોડયું. શરતમાં સૌભાગ્ય મૂકી અમૃતમય જીવનને ઝેરી બનાવ્યું. કેવો વિપરિત સંજોગ !

સંજોગનો ભોગ થઇ આવી રીતે કેટલીએ આર્યબાળાઓ સદ્ધર્મ, તેમજ નીતિ ચૂકી અનાચારને પથે પગલાં ભરતી હશે ! ઇન્દીરા વચનથી બંધાઇ ચૂકી. પાપીઓની પ્રપંચજાળમાં હથીઆર તરીકે યોજવા તે નિમાઇ. કંપતે કરે કલમ પકડી સહી કરતાંજ તે "હાય કમનસીબ !" કહી ધરણી ઉપર ઢળી પડી.

એકકો અને બાદશાહ "પોબાર." બોલી હસતા હસતા એકકના હાથમાં તાળી આપી ત્યાંથી ચાલતા થયા.



# પ્રકરણ:—૯મું.

## "સાસરૂં કે પીએર ?"



મહેશબાબુના વૈકુંઠવાસ થયાને આજ એક અઠવાડીયું વીતી ગયું છે. જે દરમ્યાન દીનેશ અને રમેશ વચ્ચે ગાઢો સ્નેહ બંધાયો છે. આજ મહેશબાબુના મરતી વખતના શબ્દોનું પાલન કરવા સંબંધીના વિચારો દીનેશ બગીચામાં બેસી કરી રહ્યો હતો. એટલામાં નિત્ય નિયમાનુસાર રમેશ ત્યાં આવી લાગ્યો.

"કેમ ? ભાઇ ! શું વિચાર ચાલે છે ?"

"વિચાર બીજા શાના હોય ? ખૂનીની શોધના."

"એક વધામણી. દોસ્ત દીનેશ ! ગઇ કાલે મ્હેં ત્હને જે વાત કરી હતી, તે આજે નક્કી કરી આવ્યો છું."

"કઇ ?"

"ત્હારે યોગ્ય એક નિર્ધન પરન્તુ સદ્‌ગુણી અને સૌન્દર્યવાન કન્યારત્ન જોઇને, ખરીદી નાખ્યું છે."

"એમ !"

"હા. જો આ રહ્યો તેનો ફોટો."

રમેશે એક ષોડશવર્ષિયા બાળાની છબી દીનેશના હાથમાં મુકી. દીનેશ તેને ઘડી ભર જોઇજ રહ્યો. તેના હૃદયમાં એ હરૂમુખી શરમાળ લાવણ્યવાન જડાઈ ગઇ. થોડી વારે તેણે રમેશને પ્રશ્ન કર્યો.

"રમેશ ! એનું નામ શું છે ?"

"ઇન્દીરા. માતાપિતાહીન આ નિરાધાર બાળાને એક દયાળુ પાડોશીએ પાળી છે. હવે તે પોતાને માથેથી આ કન્યા–રત્નનો ભાર કંકુને કન્યા દઇ ઉતારવા ઇચ્છે છે. બોલ, હારો શો વિચાર છે ?"

"તું થોડુંજ મ્હારૂં અહિત કરવાનો છે ?"

"બસ ત્યારે."

"તો પછી તહને જેમ યોગ્ય લાગે એમ કર."

* * * * *

ઉપરોકત વાર્તાલાપનો આટલેથીજ અંત આવ્યો. બીજા ચાર દિવસ ગયાં. પાંચમા દિવસનું પ્રભાત થયુ. આજેજ રમેશે દીનેશના લગ્ન નકકી કર્યા છે. દીનેશ જ્યારે પુર્ણાનન્દમાં છે. ત્યારે બિચારી કમનસીબ ઇન્દુનુ મ્હોં સંપૂર્ણ ઉતરી ગયું છે. તે પોતાની એક માત્ર સહચરી દૂરી સાથે અત્યારે કરૂણ વાર્તાલાપ કરી રહી હતી.

"હાય ! હવે આપણે વિખૂટા થઇશું." ઇન્દુ રડતી રડતી બોલી.

"શું કરીએ ! જેવો દૈવસંયોગ ! બાકી તમારા ભાઇને સમજાવવામાં મ્હેં કંઇપણ બાકી નથી રાખ્યું."

"એમાં તમારો કશો વાંક નથી. દોષ મ્હારા ફૂટેલા દૈવનો. જે ભાઇ પોતાની પરણેલી પત્નીનો ન થયો, તે વળી ભગિનીનો તો થાયજ કયાંથી ?"

"ત્યારે હવે તમે પરણીને તો જવાનાં. પરન્તુ અમારી યાદ નહી ભૂલતા." દૂરી ગદ્ ગદ્ કંઠે બોલી.

"ના......ભા.........ના......"

ઇન્દીરા અને દૂરી એકેકને ભેટી પુષ્કળ રડયાં. મંડળના બે સભ્યો ઇન્દુના બનાવટી પાલક માબાપ બન્યા. દીનેશ અને ઇન્દુ વર્યાં.

"મ્હોટી વયની સુતા તો હવે સાસરેજ શોભે ! વળી તમે પણ એકલાં છો. એટલે હવે એ આપને ત્યાંજ રે'શે." વગેરે વગેરે વચનો કહી ઇન્દુના ખોટા માબાપ વયમાં આવેલ ઈન્દુને પોતાની સાથેજ લઇ જવા દીનેશને આગ્રહ કરવા લાગ્યા. રમેશે પણ એમાં સંમતી આપી. દીનેશનું દિલ તો કયારનુંય એ ઘુંઘટવાળી ઇન્દીરાનું મુખ-દર્શન કરવા આતુર થઇ રહ્યું હતું. તેમજ ઇંદીરા પણ હવે આ પાપાલયમાં પળ વાર રે'વા ઇચ્છતી ન હતી. એટલે પછી પૂછવુંજ શું ?

• સાસરે સિધાવતી ઇન્દુના અંતરમાં ન હતી હોંસ ! કે ન હતો હર્ષ ! પોતાના પિતાના ખૂની સાથે સંસાર માંડવાથી વાતજ તેને કંપાવતી હતી. તેમજ બે વરસનું ટુંકું સૌભાગ્ય (પેલી ભયંકર શર્તની રૂએ) તેની નજર સન્મુખ તરવરી રહ્યું હતું. દીનેશ, રમેશ તથા ઇન્દિરાએ પાપાલયમાંથી જેવો એકજ પગ બ્હાર મૂકયો, તેવીજ ઇન્દુની પ્રેમાળ સહીયર દૂરી ત્યાં દોડી આવી. તેને ભેટી ખૂબ રડી, અને છેવટે છૂટી પડી.

મહેશબાબુની કરોડોની મિલ્કતના વારસદાર દત્તક પુત્ર દીનેશ બાબુના ઇન્દીરા સાથેના લગ્ન-સમાચાર કલકત્તાના જાહેર વર્તમાન પત્રોમાં પ્રકટ થયા, પરન્તુ 'ઇન્દિરા તેજ મહેશબાબુની ગુમ થયેલ પુત્રી ઈન્દુમતી છે,' એમ દીનેશ કે કોઇ પણ જાણતુ ન હતું. રમેશે પણ એ વાત દીનેશથી ગુપ્ત રાખી હતી. દીનેશે ઈન્દુને જોઇ ન હતી, એટલે તે ઇન્દીરાને મહેશબાબુની પુત્રી તરીકે ઓળખવા ન પામ્યો. પરન્તુ ઈન્દીરા તો જાણતીજ હતી, કે પોતે કયાં જઇ રહી છે? દીનેશનું ગૃહ માંડયાની પ્રથમ અખિલ રાત તેને એજ વિચાર થયા કર્યો કેઃ— "ઓ પ્રભુ ! હું કયાં આવી ? આ તે મ્હારૂં સાસરૂં કે પીએર ?

બંને. કુદરતનો આ કેવો ચમત્કાર! ભાગ્યની આ કેવી અગમ્ય લીલા!"

"જે મકાનમાં કન્યા થઇને પોષાઇ. ત્યાંજ કાન્તા થઇને વાસો! જ્યાં કુમારિકા-ભવ ગાળ્યો! ત્યાંજ સંસાર માંડવાનો આવ્યો! મહીયર એજ શ્વસુરાલય! અને દીનેશ! એક રૂપે ગણતાં મહેશબાબુનો દત્તક પુત્ર! બીજી રીતે ઘરજમાઇ!"

\+ × × ×

વાંચક! વરસ તો પાણીના રેલા સમાન વહી ગયું. દીનેશના સદ્દગુણોએ ઇન્દિરાના અંતરમાંનો વ્હેમ (પિતાનો ખુની) બહુ અંશે દૂર કર્યો. ઉભય દાંપત્ય યુગલ-ઉરોમાં પ્રણયાંકુરો ફુટયા. ઇન્દીરા અને દીનેશના દીલ એકકને મળી ગયા. સ્નેહના સિન્ધુમાં સ્નાન કરવા પડેલી સુન્દરી ઇન્દીરા! પેલી ભયંકર શર્ત! તથા પિતા ઉપરનો વ્હેમ બંને વાત વખત જતાં વિસરી ગઇ.

રમેશ પણ વખતોવખત આવતો જતો હતો. પરન્તુ તે ઘણો ખરો દીનેશનેજ મળતો. ઇન્દીરાને અલ્પ સમય આ સંસાર-સુખ ભોગવી લેવા દેવા તે ઇન્દીરાને મળતો તો ભાગ્યેજ! અને તે વેળા તે કશું બોલતો નહી.

ઉનાળાનો સખત તાપ પડતો હતો. દીનેશ પોતાના હાથમાં એક ગુપ્ત લખાણની ડાયરી લઇ વાંચતો વાંચતો નિદ્રાધીન થઇ ગયો હતો. ત્યાં પતિને શોધતી ઇન્દીરા આવી. ડાયરી ઉપર નજર પડતાંજ તેણીએ તે ઉચકી લીધી. પ્રથમ પાનુ વાંચ્યું. વાંચવામાં તેને રસ પડયો, અને આદિથી અન્ત પર્યંત તેણે તે વાંચી. તેમાં દીનેશના જન્મથી માંડીને તે મહેશબાબુનું ખુન કેવી રીતે થયું? પોતાને મહેશબાબુએ મરણ પથારીએ શા માટે દત્તક લીધો? વિગેરે તમામ વાત લખાયલી હતી.

ઇન્દીરાના હ્રદયમાંથી પોતાના પતિને માટે રમેશે જે પિતૃ-ઘાતીનો વ્હેમ ભરાવ્યો હતો, તે સર્વથા સાફ થઇ ગયો. ઉલટો પિતાની અંતઘડીએ

સેવા-શુશ્રુષા કરનાર કાન્ત ઉપર તેને વિશેષ અનુરાગ ઉપજ્યો. તેના નયનદ્વયમાંથી આંસુડાની ધાર સરવા લાગી. પલંગ ઉપર સુતેલા દીનેશના કપાળ ઉપર અચાનક ઉષ્ણાશ્રુનુ એક ટીપુ પડી ગયું. તે તુર્તજ જાગી ઉઠયો. પ્રિયતમા ઇન્દીરાના હાથમાં પોતાની ડાયરી નિહાળી. તેની આંખમાં આંસુની ધારા જોઇ. પ્રિયાને ઉરસરસી દાબી ને પુછવા લાગ્યો.

"દેવી ! આ શું ? તું રડે છે શા માટે ?"

એજ વેળા ઇન્દીરાને પોતે કોણ છે ? તે જાહેર કરવા ઇચ્છા થઇ. પોતાના પતિથી પોતે કેટલીક વાત ગુપ્ત રાખે છે, એમ જાણી તેને અતિ દુઃખ થયું. પોતાને ભયંકર શર્તથી પરણાવનાર રમેશનો ભેદ ખોલી દેવા એક વાર તેને વિચાર થયો તે બોલી.

"નાથ ! આજ પર્યંત હું છેતરાઇ છું. આપણી સાથે દગો રમવામાં આવ્યો છે. હું......"

અને ઇન્દીરા આ ભેદ આગળ ખોલે, તે પ્હેલાં તો બારીમાંથી કોઇએ એક પાનુ ફેંક્યું. તે બરાબર પલંગમાંજ આવી પડયું. જે ચોકટના એક્કાનું હતું.

એને જતાંજ દીનેશ તપાસ કરવા બ્હાર દોડયો. થર થર કાંપતી ઇન્દીરા એકલી પડી. એટલે એક રાક્ષસી મૂર્તિ આવી ત્યાં ઉભી રહી. ઇન્દીરાએ તેને જોઇ. તેની લાલ માણેક જેવી આંખોમાંથી અગ્નિના કારણો છુટી રહ્યા હતાં. તે ચોકટનો એક્કો ! જાતેજ હતો.

ઇન્દીરા પોતાની શર્ત ભુલી. વચન તોડી, મંડળનો ગુપ્ત ભેદ દીનેશને ન કહે, તેની યાદ દેવડાવવા તે આવ્યો હતો. આમ દીનેશના ઘરમાં પણ છૂપી જાસુસી ચાલી રહી હતી. ઇન્દિરા એ ભયંકર મૂર્તિને જોતાંજ ચીસ પાડી પલંગમાં બેહોશ થઇ પડી.

બ્હારથી દીનેશ દોડી આવ્યો. મોઢા ઉપર જળ છાંટયા પછી થોડીવારે ઇન્દીરા જાગૃત થઇ. "શું હતું ?" એમ પૂછતાં તેણે પોતાના મૃત માતપિતા સાંભરવાથી રડવાનું અને બ્હીવાનું બ્હાનું બતાવી, એ વાત ઉડાવી.

દીનેશે વધુ પડપૂછ ન કરી. પરન્તુ તેજ દિવસથી તે ચતુર પુરૂષને પોતાની પ્રિયતમા ઇન્દીરા ઉપર સજ્જડ શંકા બેઠી ઇન્દીરાને જરૂર આણુના ખૂની મંડળ સાથે જરૂર કોઇ જાતનો ભેદી સંબંધ છે. એમ તેની કલ્પનામાં તરતજ આવી ગયું. તેજ દિવસથી તેણે ઇન્દીરાની પ્રત્યેક હીલચાલ, પગલાં, અને વર્તન પ્રતિ બારીક લક્ષ આપવા માંડયું.

જોતજોતામાં બે વર્ષ પૂરા થયાં. દીનેશને ત્યાં સુધી તો ઇન્દીરા તરફથી કંઇ નવું જાણવા જેવું મળ્યું નહી. (કારણ એકકાની શર્ત બે વર્ષની હતી.) પરન્તુ એ બીજાજ વર્ષની છેવટની રાત્રિએ પોતાની ભયંકર શર્ત પળાવા રમેશ આવ્યો, અને ચાલાક ઇન્દીરાએ પોતાના પતિની છાતી વિંધવાને બદલે પોતાના દુષ્ટ ભાઇની (રમેશની) છાતી વિંધી નાંખી. છેવટે આ બનાવ સાવચેતીથી જોઇ રહેલા દીનેશે જોયો. પતિને જોતાંજ ઇન્દીરા મુર્છાગત થઇ જમીન ઉપર પડી ગઇ. તેની ચોળીના ઉપસેલા ગજવામાંથી એક તેર પોતાની કેટ દીનેશના હાથમાં આવી. (એ બધું આગળ પ્રકરણ પહેલામાં વાંચી ગયાં.)

એ તેર પાનાની કેટ, તથા ઇન્દીરાએ કરેલા રમેશના ખૂનને ધ્યાનમાં લેતાં એક વર્ષ ઉપર બનેલો બનાવ ! અને ઇન્દીરા ઉપરનો વ્હેમ દીનેશના દીલમાં ફરી તાજો થયો.

આ ઉપરાંત પણ દીનેશને ઇન્દીરા ઉપર શક આવે એવો એક પ્રસંગ આગળ બન્યો હતો. જે નીચે પ્રમાણે.

# પ્રકરણ:—૧૦ મું.

## “ સ્નેહમાં શંકા. ”



ઈન્દીરાના સાસરવાસને એક વર્ષ વીત્યા કેડે પેલી ડાયરી–વાંચન અને શંકા નિવારણનો પ્રસંગ બન્યો. પરંતુ તે પછી ભાગ્યેજ છ માસ વીત્યા હશે ! તેવામાં દીનેશને ઈન્દીરા ઉપરના સંશયમાં પુષ્ટી મળે એવો એક નવો બનાવ બન્યો.

વીલ તથા કરારપત્રના બે કીમતી કાગળીયા શોધી આપવા રમેશ વારંવાર ઈન્દીરાને સતાવવા લાગ્યો. પરન્તુ ઈન્દીરા ! પવિત્ર હૃદયની ઈન્દીરા ! એ ચોર કર્મ કરવા હમેશ નિર્બળ તેમજ નિષ્ફળ નીવડતી. ઈન્દીરાના શંકાશીલ વર્તન પછી દીનેશ એ બે પત્રોને બહુજ સંભાળ પૂર્વક પોતાની પાસે અને પાસેજ રાખતો. ખુની તથા એકકાના મંડળને શોધવા તે ગુપ્ત રીતે તનતોડ પ્રયત્ન કરતો હતો. પરન્તુ સ્નેહીના રૂપમાં શયતાનની ગરજ સારનાર રમેશ તેની યુક્તિઓથી જાણકાર થઇ, તેના બધાજ દાવો ઉંધા વાળતો હતો. આમ દીનેશ, ઈન્દીરા કે રમેશ ત્રણેમાંથી કોઇ પણ હજુ પોતપોતાના દાવમાં ફાવી શક્યા ન હતા.

રાત્રિના સુમારે સાડા દશ થયા હશે. રમેશ આવ્યો. તેના સખ્ત દબાણે કરી ઇન્દિરા વીલ શોધી આપવા થથરતે પગે ઉભી થઇ. લાયબ્રેરીવાળા ખંડમાં ટેબલ ઉપર લેમ્પ ઝગઝગાટ બળી રહ્યો હતો. શયનખંડમાં ખુરસી ઉપર બેસી દીનેશ એક પુસ્તક વાંચી રહ્યો હતો.

ત્યાં કાચની બારીમાંથી કોઇએ પિસ્તોલનો બ્હાર કર્યો જોકે બા'ર કરનારનો ઇરાદો દીનેશનું ખુનજ કરવાનો હતો, છતાં ઇશ્વરેચ્છાથી તે સહજ બચી ગયો. ગોળી ટેબલ ઉપર બળતા લેમ્પમાં વાગી. લેમ્પના કકડેકકડા થઇ ગયા. કાચના કટકા દીનેશને વાગતા બચી ગયા. સફાળો દીનેશ પુસ્તક પડતું મુકી ટેબલ ઉપર પડેલી પિસ્તોલ લઇ ઉભો થઇ ગયો. દીપક બુઝાઇ ગયો. ઇન્દીરાના રસોડામાંથી ફાનસ લેવા દીનેશ અંધારામાં દોડયો. પરન્તુ તેની અત્યંત અજાયબીની અંદર રસોડામાં ઇન્દીરા તેમજ ફાનસ કોઇ ન હતું. સર્વત્ર અંધારૂંજ અંધારૂં!

ગાઢ અંધારામાં પોતાને ગોળી મારનારને શોધી કાઢવો, એ દીનેશને દુષ્કર જણાયું. પ્રવેશદ્વાર શોધવા તે ફાંફાં મારી રહ્યો હતો, એટલામાં તેની નજર તિજોરીવાળા ઓરડામાં પડી. પોતાના કીમતી કાગળીઆવાળો કોટ તેમાં ભેરવેલો છે, એ તેને યાદ આવ્યું. ઓરડાની ફાટમાંથી પ્રકાશની એક આછી રેખા બ્હાર પડતી હતી. દીનેશ અધીરા હૃદયે ત્યાં દોડયો. પિસ્તોલનો બ્હાર કરનાર વ્યક્તિજ એ કાગળ ચોરવા આવેલી હોવી જોઇએ એમ તેણે અનુમાન કર્યું. એક હાથમાં ભરેલી પિસ્તોલ લઇ તે ત્યાં ગયો. રસોડાનું ફાનસ ત્યાં બળી રહ્યું હતું. તેના અજવાળામાં પેલી ચાવી લઇ તીજોરી ઉઘાડવા મથતી એક મૂર્તિને દીનેશે સ્પષ્ટ નિહાળી. પિસ્તોલ તેના હાથમાંથી હેઠે પડી ગઇ. "કોણ ઇન્દીરા!"

ઇન્દીરા પતિને જોઇ બેબાકળી બની ગઇ. તે કશું બોલી શકી નહી.

"શું ખોળે છે? ઇન્દુ! કીમતી કાગળો તો જો...આ રહ્યા. મ્હારા કોટમાં છે. ત્હારે એજ જોઇએ છે. નહિ વારૂ?"

ઇન્દુનું હૃદય ભરાઇ આવ્યું. તેની છાતીએ ડુમો ભરાયો. જીમ તાળવા સાથે ચ્હોંટી ગઇ પવિત્ર હૃદયની છતાં સંજોગનો ભોગ થએલી એ પવિત્ર બાળાનો કર અપવિત્ર કાર્ય કરતાં કંપી ગયો હતો. ઝળ-ઝળીયાં ભરાવથી તેની આંખો તેના સુશિલ સ્વામી પ્રતિ દયા ઉપજે એમ જોઇ રહી હતી. ઇન્દીરા! અનિચ્છાએ પતિ સાથે દગો રમી રહી હતી. પતિનો પ્રેમ અને વિશ્રામ ગૂમાવી રહી હતી.

"ઇન્દીરા! તું મ્હને સાચા પ્રેમથી ચ્હાય છે?"

"હૃદય ચીરી ખાત્રી કરો." ઇન્દીરાનો રૂંધાયલો કંઠ ખુલ્યો.

"તો પછી ત્હારા આ રૂદન! અને અયોગ્ય વર્તનનો ભેદ મ્હને કહી દે."

"હા! કહી દેને! પરન્તુ...પરન્તુ...પ્રાણેશ! ક્ષમા કરો! એટ-લીજ ભિક્ષા માગું છું. જોકે તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી પાપ-ભાગી થાઉં છું, એ હું જાણું છું, છતાં મ્હારા હૃદયના ભેદી ઉભરા તમારા આગળ નથી ઠાલવી શકતી. હાય! હતુભાગ્ય!" કહી ત્યાંજ ઇન્દીરા ઢળી પડી.

આજ વેળા દીનેશને ઇન્દીરાના **સ્નેહમાં શંકા** લાગી. એક વાર તેના મગજમાં ઇન્દીરા ઉપર સખ્તાઇ કરી માહીતી મેળવવા વિચાર આવ્યો. "શું ઇન્દીરા દુષ્ટ મંડળની ગુપ્ત જાસુસ તો નહી હોય!" તેનાથી મ્હોટેથી બોલાઇ જવાયું.

"ના! દીનેશ! ઇન્દીરા પવિત્ર છે." એક ગયબી અવાજ તેજ વેળા તેનાસાંભળવામાં આવ્યો.

"કોણ?" દીનેશ પિસ્તોલ લઇ ચોંકયો એક કાળી મૂર્તિ તેની સ્હામે આવી ઉભી રહી. દીનેશનો પિસ્તોલવાળો હાથ નીચે રાખવા

સુચવતી તે વ્યકિતએ પોતાનો બુરખો ખોલ્યો. "જો! દીનેશ! હું કોણ છું? મ્હારા શબ્દોમાં વિશ્વાસ રાખ. વેશ્યા જ્યોતિબાળા કદી પણ—જીવ જતાંય જુઠ્ઠું નહી બોલે."

થોડી વારે એ કાળી મૂર્તિ ચાલી ગઇ. દીનેશને રમેશના હાથમાંથી છોડાવનાર જ્યોતિ! તે આજ (કાળી મૂર્તિ) હતી.

દીનેશને ગોળી મારવાના ઇરાદે આવેલા રમેશની પૂંઠ તેણે પકડી હતી. શયતાની મંડળમાં એ સભ્ય તરીકે જોડાઇ આવા પરોપકારના કાર્ય કરી રહી હતી.



# પ્રકરણઃ—૧૧ મું.

## "દયાની ભિક્ષા."



(પ્રથમ પ્રકરણનું અનુસંધાન.)



૨ મેશનું ખૂન ઇન્દીરાના હસ્તે થયું, અને એહોશ ઇન્દીરાની ચોળીના ગજવામાંથી દીનેશને પેલી તે પાનાની કેટ મળી આવી, તે પછી તે તેને બારીકાઇથી નિરખવા લાગ્યો. તેરે તેર પાના ચોકટના હતા. અન્ય કોઇ પણ જાતનું ચિહ્ન પાનાઓ ઉપર ન હોવાને લીધે દીનેશ કેવળ એટલીજ અટકળ કરી શક્યો કે નક્કી ઇન્દીરા પણ આ ગુપ્ત મંડળના દગાનો ભોગ ઇચ્છા—અનિચ્છાએ પણ બનેલી છે. ઇન્દીરાને પોતાની ઉપર વ્હેમ ન આવે, એ વિચારે તેણે તે કેટ સંભાળપૂર્વક

સચિત્ર **નવલશા-હીરજી.** સચિત્ર.

પ્રકાશક:-શ્રી પ્રાણજીવન પુસ્તકાલય. ટાવર રોડ-સુરત.



માલીક:-ઠા. પ્રાણલાલ જીવણદાસ બુકસેલર અને પબ્લીશર.

કીંમત આઠ આના.

પાછી જેમની તેમ તેણીના ગજવામાં મુકી દીધી. એટલામાં ઇન્દીરાએ બેશુદ્ધિમાંજ પાસું બદલ્યું. તેની ચોળીના બારીક વસ્ત્રમાંથી બાંહ્ય નીચે દીધેલો એક ડાંમ સ્પષ્ટ દેખાઇ ગયો. દીનેશે તે જોયો. તે ભાગ ખુલ્લો કરી ધ્યાનપુર્વક અવલોકયો તે નિશાની પેલી કેટમાં પંજાના પાનાને મળતી આવતી હતી.

હજુ દીનેશ સંભાળપૂર્વક એ ચિહ્ન તપાસે તે પ્હેલાં તો ઇન્દીરા જાગ્રત થઇ ગઇ. પતિને પોતાના ગુહ્ય ભાગના ગુપ્ત ચિહ્ન પ્રતિ અવલોકતાં જોતાંજ તે બેઠી થઇ ગઇ. અસ્તવ્યસ્ત થયેલ ચીરો સરખાં કર્યાં.

"તમે શું જોતા હતા ! હજુ પણ શું જોઇ રહ્યા છો ?"

"ત્હારા હાથ ઉપરનું એ ભેદી ચિહ્ન !"

દીનેશના મ્હોંમાંથી આ શબ્દો બ્હાર પડયા, તેવોજ ઇન્દીરાનો હાથ તેની ચોળાના ગજવામાં પડયો. ચતુર દીનેશ ચેતી ગયો, કે ઇન્દીરા પોતાની કેટ સહીસલામત છે કે નહી ? તે તપાસે છે. અને હતું પણ તેમજ. કેટને સુરક્ષીત જોતાંજ તેનો અડધો જીવ ઠેકાણે આવ્યો. તે બોલી.

"શું તમે એ નિશાની જોઇ ?"

"હા. ઇન્દીરા ! હું ત્હને આજ સુધી વિશ્વાસુ ધારવામાં સખ્ત ઠગાયો."

"કેમ ?"

"તું મહેશઆણુના ખુની મંડળ ચોકટના એકકાની છૂપી જાસુસ છે."

"તમે ! આ શું બોલો છો ?"

"સત્ય કહું છુ ! કહે, રમેશનું ખૂન કરવાનું ત્હને શું પ્રયોજન ?"

"મ્હારૂં સૌભાગ્ય-સંરક્ષણ ! તમારા જીવન-રક્ષાર્થે !"

"એટલે !"

"રમેશ. સ્નેહી નથી પણ શયતાન છે. તમારૂં ખૂન કરવા તે આવ્યો હતો."

"રમેશ ! અને તે મ્હારૂં ખૂન કરવા આવેલો ? એ વાત માન્યામાં આવેજ કેમ ?"

"અત્યારે નહી તો ભવિષ્યમાં આવશે."

"રમેશ ઉપર આરોપ મૂકતાં પ્હેલાં ત્હારી પાસે એનો શો પૂરાવો છે ?"

"પુષ્કળ. કારણ ! રમેશને હું આજકાલની નહિ, પરન્તુ મ્હારા જન્મથી ઓળખું છું. પરન્તુ અફસોસ ! કે એ બધું હું તમને અત્યારે કહી શકતી નથી."

"ત્યારે તું દુષ્ટના મંડળમાં સામેલ છે, એ વાત તો સાચીને ?"

"હા ! પિશાચ-મંડળનું હું એક હથીઆર છું."

દીનેશ ઇન્દીરાની આવી હિંમતભરી કબુલાતથી હેરત પામી ગયો. તેના દીલમાં નિશ્ચય થયો, કે ઇન્દીરા આ પાપી મંડળમાં સંજોગનો ભોગ થઇ સપડાઇ ગઇ છે. પરન્તુ ફીકર નહિ. એનીજ મારફતે આગળ પગલાં ભરવાં ઠીક થઇ પડશે, ધારી તે કશું બોલ્યો નહી. ઇન્દીરાને ત્યાંજ થોભવાનું કહી, તે દિવાનખાનામાં ઘાયલ થયેલ

રમેશના શબની તપાસ કરવા પાછો ફર્યો. પરન્તુ અત્યંત અજાયબીની અંદર તેને માલમ પડયું, કે રમેશનું શબ ત્યાં ન હતું.

વાંચક ! રમેશની સાથે આવેલા માણુસો રમેશને બહુ વાર થયા. છતાં પાછો ફરેલો ન જોતાંજ શોધવા અંદર આવ્યા હતા, અને તેને ઘાયલ સ્થિતિમાં જોતાંજ ઉપાડી ગયા હતા. ઘા ખભા ઉપર થવાથી તે બચી જવા પામ્યો હતો. દીનેશને ઇન્દીરા ઉપર વ્હેમ આવે એવું એક કારસ્તાન તેઓ જતાં જતાં કરી ગયા હતા. અને તે, એક ચિઠ્ઠી લખી તેઓ ત્યાં મુકતા ગયા. દીનેશે તે ઉપાડી વાંચી.

"દીનેશ !

ઇન્દીરા એકકાના મંડળની એક છૂપી સભ્ય છે. ત્હારા પરમ મિત્ર રમેશ સાથે તેને આડો વ્યવહાર છે. રમેશ ત્હને "ઇન્દીરા ! મંડળમાં છે." એ વાત કહી દે, એ ધાકે ઇન્દીરાએ તેનું ખૂન કરવા ધાર્યું હતું. પરન્તુ ઇશ્વરકૃપાએ એ બચી ગયો છે. અમે એકકાના માણુસો કે જે ઇન્દીરાની મદદે આવ્યા હતા, તેઓજ ઇન્દીરાના કે'વાથી રમેશના શબને ઉપાડી ગયા છીએ. શકિત હોય તો સ્હામી છાતી ધરી મયદાનમાં પડજે."

લી૦ ચોકટનો એકકો.

ઇન્દીરા ઉપર સંશય લાવવાનેજ આ બનાવટી કાગળ મુકી જવામાં આવ્યો છે, એમ પામી જતાં દીનેશને વાર ન લાગી. પરન્તુ આ બધી ખટપટમાં તેને ઇન્દીરાની સ્થિતિ સુડી વચ્ચે સોપારીના જેવી

લાગી. મંડળે એને દગો દઇ મ્હારેજ હાથે ફસાવવા આ ભયંકર પ્રપંચજાળ પાથરી છે, એમ તે ચેતી ગયો. તેને પણ એક વાર રમેશ સાથે ઇન્દીરા આડો સંબંધ ધરાવતી હોય, એમ શંકા ઉપજી હતી, પરન્તુ બદમાશોના આ ખુલ્લા પત્રે તે સમુળગી દૂર થઇ. યેન કેન પ્રકારે ઇન્દીરાનો ભેદ જાણી, તેને દગાખોરોના પંજામાંથી છોડવવી ! એવો દીનેશે દૃઢ નિશ્ચય કર્યો. તે ઇન્દીરાની પાસે ફર્યો, ઇન્દીરા તેના આવવાનીજ વાટ જોઇ રહી હતી.

"રમેશનું શબ ગૂમ થયું છે." દીનેશ બોલ્યો.

"શું ? ત્યાં નથી !"

"ના. ચોકટના એકકાના માણસો તેને ઘાયલ સ્થિતિમાંજ લઇ ગયા છે."

"ઓ પ્રભુ !" ઇન્દીરાએ કપાળે કર ઠોકયો.

"ઇન્દુ ! આ મુઝવણ તું મટાડી શકે એમ છે. રમેશના જીવનથી ત્હને ગેરલાભ થવાનો સંભવ લાગે છે. ત્હારે માથે વિપત્તિનું મહાન વાદળ તૂટી પડે એમ જણાય છે. નહિ તો એના મ્હોતનો પયગામ સાંભળવા તું આટલી આતુર કેમ જણાય ? ઇન્દુ ! તું દીલ ખોલીને મ્હારી સાથે વાત કર. ત્હારૂં તમામ દુઃખ હું દૂર કરીશ."

"નાથ ! શું કરૂં ? મન તો બહુજ થાય છે, કે જાણે હમણાંજ હૃદય ખોલી બધું કહી દઉં. પરન્તુ ના ! તેમ થઇ શકતું નથી. આ અભાગિની એક ભયંકર શર્તેથી બંધાયલી છે."

"ભલે ન કહે ! પરન્તુ એટલું તો જણાવ, કે રમેશની હયાતીથી ત્હને શું ગેરલાભ છે ?"

"મ્હને? મ્હારા કરતાં ગેરલાભ તો તમને વિશેષ છે. રમેશ પોતાના મિત્રનું! મ્હારા સૌભાગ્ય-સૂર્યનું મ્હોત જોવા મ્હાય છે."

"ઇન્દુ! તું આ શું બોલે છે?"

"સત્ય."

"દીવાની તો નથી થઇ ગઇ?"

"ખૂન કરતી વખતે થઇ ગઇ હતી, પરન્તુ અત્યારે તો નથી. નાથ! વ્હાલા! કૃપા કરી તમે જરા બ્હાર જાવ. મ્હારા વ્યાકુળ ચિત્તને શાન્ત થવા દયો."

દીનેશ ઇન્દીરાને એકલી મુકી ત્યાંથી અન્ય ખંડમાં ચાલ્યો ગયો. તે પછી પાછળ ઇન્દીરા પણ ઉઠી. રમેશ પોતાના હાથમાંથી બચી ગયો, અને પોતે વચનભંગ કર્યું, તે માટે મંડળ તેને કેવીક ભિષણુ શિક્ષા કરશે, એજ વિચારે તેને ગાંડી બનાવી. સ્હામેના એક મ્હોટા આયના તરફ તે એકાએક દોડી.

"હા! આજ તે ક્રૂર રાક્ષસ રમેશનો ફોટો! અફસોસ! ભોળા ભરથારને કયાં ખબર છે? કે એના મ્હોતથી મ્હને જેટલું સુખ થાય છે, તેથી વિશેષ મ્હારી અને એની એવી એક પ્રિય વ્યકિતને દુઃખ થાય છે. અને ઓ! હા! તે વ્યકિત! તે આજ! મ્હારી અભાગિની ભાભી! ચંદ્રિકા."

દીવાની ઇન્દુને આયનામાં પોતાની ભાભીની છબી આલેખાયલી નજરે પડી. કેમ જાણે છિન્ન ભિન્ન વેશવાળી રડતી ચંદ્રિકા ન્હાની નણંદ પાસે પોતાના પતિના અપકૃત્યો બદલ ક્ષમા માગી તેના જીવન-દાન માટે ચરણે પડી દયાની ભિક્ષા ન માગતી હોય!

ચંદ્રિકાની આ દીન, હીન અને કંગાલ કરુણ દશાનું પ્રતિબિંબ નિહાળતાંજ દીવાની ઇન્દુ શુદ્ધિ ખોઈ બેઠી. તે ગાંડાની માફક લવારા કરવા લાગી. "ઓ ! હા ! પરોપકારી ભાભી ! ત્હારા આ હાલ કરનાર કોણ ? ત્હારા લલાટને ફોડવા મ્હેં શું ઓછું કર્યું છે ? ના...ના...હવે કંઈ નહિ કરૂં. ત્હારે ખાતર હું સર્વ સહીશ. પરન્તુ હવે એ ત્હારા અધમ રસ્તે ગયેલા કાન્તને નહિ છોડીશ. ક્ષમા કર ! દેવી ! દયાની ભિક્ષા ત્હારે ન માગવાની હોય, એ તો મ્હારા જેવી નિર્ભાગીઓને."

એટલું કહી ઇન્દીરાએ આયના ઉપર પડતું નાખ્યું. આયનો ફૂટી ગયો. ઇન્દીરાનુ માથું લોહીલોહાણ થઇ ગયું. એક કારમી ચીસ તેના મુખમાંથી નીકળી ગઇ. અન્ય ખંડમાં સૂતેલા દીનેશના વિચારો અટક્યા. તે દોડી આવ્યો. લોહીથી તરબોળ ઇન્દુને તેણે ઉચકી લીધી. માથા ઉપર સજ્જડ પાટો બાંધી દીધો. પાટો બાંધતાં બાંધતાં ને સજળ નયને ઇન્દિરાના વદન પ્રતિ જોઇ બોલ્યો. વ્હાલી ! ત્હારો આ દીદાર ! ત્હને જરૂર એક વાર પ્રાણના ભોગે પણ આ રહસ્યમાંથી છોડાવી સુખી કરશે."

# પ્રકરણઃ—૧૨ મું.

## "સન્મિત્ર કે શયતાન?"





મેશનું ખુન થયાને આજે બીજી રાત્રિ હતી. દીનેશ પોતાના શયનભુવનમાં સુતો હતો, પરન્તુ ચિન્તાતુર ઈન્દીરાને પળે પળે એકકાના માણસો પોતાને પકડવા આવશે, એમ ભણકારા વાગી રહ્યા હતા. તેની આંખો અર્ધી મિંચાઇ હશે, ત્યાં તો બારણા ઉપર કોઇના બેદી ટકોરા વાગવા લાગ્યા. વ્યાકુળ ચિત્તવાળી ઇન્દીરાએ ડરતા હદે અને કંપતા કરે દ્વાર ખોલ્યું. આવનાર એકકા તરફથી ત્રણ રમણીઓ હતી. તેઓના બુરખાઓમાં અનુક્રમે તીરી, ચોગ્ગો અને દૂરી ગુંથાયલા હતા.

ચોગ્ગો નવીન યુવતી હતી. બાકી તીરી તથા દુરીથી આપણે પરિચિત છીએ. તીરી અને ચોગ્ગો બ્હાર બેઠા. દુરી ફુજત ઇન્દીરાને શૃંગારભુવનમાં લઇ ગઇ.

વાંચક! પાપાલયમાં પ્રીત બાંધનાર જીવનસખી દુરીને જોતાં ઈન્દીરાનો ભય કંઇક અંશે દૂર થયો. દુરીએ આંસુભરી આંખે ઇન્દીરાને એકકાની કઠોર આજ્ઞા સમજાવી દીધી.

"ઈન્દુ! રમેશના ઘાયલ થવાનો આરોપ ત્હારે શિર હોવાથી આજે એકકાની સભા મળનાર છે, જેમાં ત્હને શિક્ષા થનાર છે."

બન્ને સહીઓ ભેટી રડી. તે પછી દુરી બોલી,

"ઉતાવળ કર ! બ્હાર મોટર તૈયાર છે. મંડળના વસ્ત્રોથી વિભૂષિત થઇ ઇશ્વર ભરોસે ચાલ. કારણ ? આવ્યા વિના છૂટકો નથી."

જ્યારે એક બાજુ ઇન્દીરા અને દુરીનો ઉપરોકત હૃદયભેદક વાર્તાલાપ ચાલી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ ચોગ્ગાને ત્યાંજ બેસવાનું કહી, નંબર ત્રણની રમણી (તીરી) મકાનમાં ફરવા લાગી. ફરતાં ફરતાં તે દીનેશના શયનખંડમાં આવી લાગી. ઉંઘતા દીનેશને તેણે ઢંઢોળ્યો. અર્ધ ઉંઘમાંથી આંખો ચોળતા ઉઠેલા દીનેશે પોતાની પાસે એક કાળી આકૃતિને ઉભેલી જોઇ. તે કંઇ બોલે તે પ્હેલાં નં૦ ૪ ની રમણીએ ટેબલ ઉપર બળતું ફાનસ તેજ કર્યું. બુરખો ઉંચો થતાંજ તેનો પ્રકાશ રમણીના વદન ઉપર પડયો.

"કોણ ? જ્યોતિ !" દીનેશથી બોલાઇ જવાયું.

"હા. સત્વર ઉઠો."

"કેમ ?"

"ગુપ્તમંડળમાં આજ જવું છે ને ?"

"શી રીતે ?"

"હું લઇ જઇશ."

"ચાલો."

"સબૂર. પરન્તુ તે પ્હેલાં મ્હારી એક શર્ત સ્વીકારવી પડશે."

"તે શું ?"

"આખા મંડળને તમે ભલે પકડો. પણ તેમાં કેવળ એકજ વ્યકિતને મ્હારે હવાલે કરવી."

"તે કોણ ?"

"તે હું તેજ વખતે માગી લઇશ."

"વારૂ કબૂલ. લે આ વચન."

"તો સાંભળો. તમે પેલી દ્વાર પાસે બેઠેલી રમણીને બેશુદ્ધ કરી તેનો પોશાક પ્હેરી ચાલો. ગુપ્તમંડળની સભા આજે ઇન્દીરાને શિક્ષા કરનાર છે."

"શું કરવું ?" તે ટુંકાણમાં સમજાવી જ્યોતિ વેગપૂર્વક ચાલી ગઇ. બ્હાર ઉભેલી મોટરકારને વ્હેમ ન પડે તેમ વધુ વાર થોભાવવા તે તેની સાથે વાતે વળગી. નં ૩ ની એ રમણી તે જ્યોતિ હતી.

બીજી બાજુ જ્યારે તીરીની રમણીને બહુ વાર થવા છતાં પાછી ન આવેલી જોઇ, ત્યારે તે સમાચાર દૂરીને જણાવવા તે ચોગ્ગાની યુવતી ઇન્દીરાના શૃંગારખંડમાં ગઇ. ચોગ્ગાને ઇન્દીરાને સજ્જ થવામાં મદદ કરવાનું કહી દૂરી નં૦ ૩ ની રમણીને શોધવા બ્હાર આવી. ત્યાં તો દીનેશનો લોખંડી હાથ તેના ગળા ઉપર પડયો. બીજીજ પળે તે ગુંગળાઇ બેહોશ થઇ ગઇ.

ભૂલથી દીનેશે અંધારામાં ચોગ્ગાની રમણીને પકડવાને બદલે તીરીનેજ બેશુદ્ધ કરી દીધી. કલોરોફોર્મે પોતાનું કાર્ય કર્યું. દુરીને એક ખંડમાં બંધ કરી, દીનેશે તેના કપડાં પ્હેરી લીધાં. દુરીના પોશાકમાં તે તૈયાર થઇ ગયો. એટલામાં ઇન્દીરા પંજાના બુરખામાં સજ્જ થઇ ચોગ્ગા સાથે નીકળી. થોડેથીજ દુરી ઉર્ફે દીનેશ તેમની સાથે થઇ ગયો. બ્હાર તીરી ઉર્ફે જ્યોતિ ઉભેલીજ હતી. ચારે રમણી મોટરમાં બેઠી. મોટર પૂરતી ઝડપે દોડવા લાગી.

× × × ×

ઇન્દીરા ઉર્ફે પંજો જ્યારે દુરીને પોતાની પાપાલવની સખીજ સમજતી હતી. ત્યારે જ્યોતિ ઉર્ફે તીરીની રમણી ચોગ્ગાનેજ દીનેશ સમજતી હતી. પરન્તુ દીનેશ દુરીના વેશમાં છે, એ ગોટાળો કોઇ જાણતું ન હતું.

મોટર વેશ્યા જ્યોતિબાળાના મકાન પાસે આવી અટકી. ત્યારે રમણી અને મોટર ડ્રાઇવર તેમાંથી નીચે ઉતર્યા. કળા દબાઇ વેશ્યા જ્યોતિનો માળ પાંચેને લઇ જમીનમાં ઉતરવા લાગ્યો. જોતજોતામાં તેઓ પાંચે એકકાની ભવ્ય સભામાં આવી ગયા.

મંડળના પ્રત્યેક સભ્યો પોતપોતાના ચિહ્નવાળી ખુરસીઓ ઉપર ગોઠવાયાં. દીનેશ ઉર્ફે દુરી પણ એ રમણી મંડળમાં ભરાયો હતો. તેની પાસે તીરીની રમણી ઉર્ફે જ્યોતિ બેઠેલી હતી. જ્યોતિની એક બાજુ દુરી તો બીજી બાજુ ચોગ્ગાની રમણી હતી. છતાં જ્યોતિ તો ચોગ્ગાનેજ દીનેશ તરીકે ધારી રહી હતી. દીનેશના હાથમાં અત્યારે સાત બ્હારની ભરેલી પિસ્તોલ હતી. તે આજે પ્રાણના ભોગે પણ આ બદમાશ મંડળની બાતમી મેળવી જવાનો નિશ્ચય કરી આવ્યો હતો.

ગુન્હેગાર પંજા ઉર્ફે ઇન્દીરાની ખુરસી આજે ચોકટના એકકાના ઉંચા આસનની બરાબર સ્હામે, અને બધાથી ખાસ જુદીજ મુકવામાં આવી હતી. થોડી વારમાં ત્યાં મંડળના સંચાલક અને સ્થાપક એકકાના દર્શન થયા. તેની આગળ બાદશાહ ચાલતો હતો.

સર્વેના બેઠાં પછી એકકાએ બાદશાહને ગુન્હેગાર માટે જે કંઇ ફરિયાદ કરવાની હોય, તે કરવાનું કહ્યું. બાદશાહ ઉભો થયો. એકકાએ તેને પ્રશ્ન કર્યો.

"તમે દીનેશને ત્યાં કયે વેશે અને કયારે ગયા હતા ?"

"પરમ દિવસે રાત્રિના ! અને મ્હારા આ સ્નેહીનાજ પોશાકમાં." એટલુંજ બોલતાં બાદશાહે પોતાનો કાળો બુરખો દુર કર્યો.

"કોણ ? રમેશ ? મ્હારો સ્નેહી !" દીનેશ તેને બાદશાહના વેશમાં જોતાંજ સ્વગત પોકારી ઉઠયો.

"અફસોસ ! આજ પર્યંત હું રમેશને સન્મિત્ર માનવામાં સજ્જડ ઠગાયો. ઇન્દીરાનું કહ્યું આજે સત્ય પડયું. રમેશ એકકાનો જમણો હાથ ! અને બાદશાહ તરીકની ભૂમિકા બજવે છે." તે લાલ પીળો થઇ ગયો. સ્વગત બબડયો, "હરામખોર ! તું તે સન્મિત્ર કે શયતાન ?"

"વારૂ. પછી શું થયું ?" એકકાએ આગળ પ્રશ્ન કર્યો.

"રમેશના વેશે હું ઇન્દીરાને રાત્રે મળ્યો. તેની બે વર્ષની મુદત પૂરી થવાથી મ્હેં તેને દીનેશનું ખૂન કરવાની શરત યાદ દેવડાવી. પરન્તુ તે હઠીલીએ શરત તોડી બેધ્યાન એવા મ્હને ઠાર કરવા પાછળથી ઘા કર્યો. ઘા ધારેલે ઠેકાણે ન વાગતાં ખભામાં વાગ્યો. હું ઘાયલ થયો, પરંતુ બચી ગયો. વિકાળ મ્હને ત્યાંથી તે પછી ઉઠાવીએ હીં લાવ્યો."

"ઇન્દીરા ! શું આ વાત સત્ય છે ? ત્હેં મંડળમાં કરેલી શરત તોડી?"

"હા."

"શું ? કીધેલો કરાર ન ગણકાર્યો ? ઓફ ! ત્હારે એ માટે હવે મ્હોતને ભેટવું પડશે."

રમેશની વાતથી દીનેશ 'ઇન્દીરા રમેશનું ખૂન કરવા કેમ માંગતી હતી, તે સમજી ગયો.

ઇન્દીરા નિર્દોષ છતાં દૈવી સંયોગે આ મંડળમાં બળાત્કારે સભ્ય બની છે, તથા ત્હેની નિશાની પંજાની છે, તેની તેને ખાત્રી થઇ.

મામલો અણી ઉપર આવતાંજ તે પોતાની પિસ્તોલ લઇ યાહોમ કરી ઝૂકવા, અને ઈન્દીરાને બચાવી લેવા તૈયાર થઇ રહ્યો.

ચોગ્ગાને દીનેશ ધારી તીરી ઉર્ફે જ્યોતિએ તેના કાનમાં કહ્યું, "દીનેશ ! સાવધ."

પરન્તુ જ્યોતિને ક્યાં ખબર હતી ? કે દીનેશ તો દુરીના વેશમાં છે. તેની ભુલે રંગમાં ભંગ પાડ્યો. ચોગ્ગાને જ્યોાત ઉર્ફે તીરી ઉપર વ્હેમ આવ્યો. "મ્હને દીનેશના નામથી પોકારી સાવધ રે'વાની સૂચના કરનાર નક્કી આ કોઇ વેશધારી જાસુસ હોવો જોઇએ, અને પોતાના માણસને બદલે ભૂલથી તે મ્હને બોલાવી રહ્યો છે." એમ પલકમાં તે પામી ગઇ. ચોગ્ગાની રમણી તુર્તજ ઉભી થઇ ગઇ.

"નામદાર ! થોભો. ગુન્હેગારને શિક્ષા તથા તેનો અમલ કરતાં પ્હેલાં મ્હારી એક શંકાનું સમાધાન થવું જોઇએ. મ્હને કોઇ જાસુસ ગુપ્ત વેશે આટલામાં આવ્યો હોય એમ શંકા પડે છે."

જ્યોતિ ! અને દીનેશના દીલની વાત ! અને આશ્ચર્યતા આપણે કયાંથી કલ્પીએ ! જ્યોતિ ચોગ્ગાની રમણીના વેશમાં દીનેશને ન જોતાંજ, ઉલ્ટી પોતાની ગોઠવેલી બાજી ધુળમાં મળેલી જોઇ, હતાશ થઇ. એટલુંજ નહિ, પરન્તુ પોતે હાથે કરી સંકટમાં આવી પડી. કારણ ? દીનેશનું નામ તેણે દીધું હતું. એટલે તેની સાથે તે મળી ગઇ હોવી જોઇએ, એમ એકકાને સમજતાં હવે વાર લાગે એમ ન્હોતું. પરન્તુ તે એમ ગાંજી જાય એમ ન હતી. દીનેશ ! ન આવ્યો તો ભલે. પોતાનું અને ઈન્દીરાનું બંનેનું રક્ષણ કરવા તેણે જાતે કમ્મર કસી. સાડીમાંથી એક ભરેલી પિસ્તોલ તેણે પણ અણીને સમયે જીવ પર આવતાં અજમાવી લેવા બ્હાર ખેંચી કાઢી.



# પ્રકરણ:-૧૩ મું.

## “ભયંકર ભૂલ.”



“બાદશાહ ! તમામના બુરખાઓ ઉઘડાવી તપાસ કરો. કોઇ બદમાશ પકડાય તો તેને હાજર કરો. ચોકટના એકકાની આજ્ઞા થઇ ચૂકી.

જ્યોતિ અને દીનેશ સિવાયના તમામે પોતપોતાના બુરખાઓ એકકાની આજ્ઞા થતાં તુર્તજ ખોલી નાખ્યાં. બાદશાહની નજર છુરી અને તીરી ઉપર પડી. તે તેમની પાસે આવ્યો. છુરીના મોઢા ઉપરથી તેણે આંચકો મારી બુરખો ખેંચી લીધો. પોતાના મૂળ વેશમાં પીસ્તોલ લઇ દીનેશ ઉભેલોજ હતો.

“કોણ ? દીનેશ !”

“હા ! રમેશ ! દગાખોર દોસ્ત ! સ્નેહીની ગરજ તો ઠીક સારી. બબ્બે વર્ષ પર્યંત મ્હારી બાજીઓ ધુળમાં મેળવનાર દગાબાજ ! આજ ઠીક સપડાયો છે.”

રમેશ ઉર્ફે બાદશાહના હાથો ઉંચા થઇ ગયા. એકકો પણ ભય-ભીત આંખે જોઇ રહ્યો. ઇન્દીરા પોતાના વ્હાલમને આવી ભેટી પડી.

મંડળના તમામ સભ્યો આભા બની ગયા હતા. પરન્તુ ચતુર વિક્રાળસિંહે ધીરેથી દીનેશની નજર ચૂકાવી પિસ્તોલના ઘોડા ઉપર આંગળી મુકી. જ્યોતિએ તેને જોયો. બુરખો દૂર કરી તેણે વિક્રાળ ઉપર ગોળી બ્હાર કર્યો. ગોળીથી વિંધાઇ વિક્રાળ તરફડી પડયો. દીનેશ પોતાની જીવન-રક્ષક જ્યોતિને જોઇ રહ્યો.

"કોણ ? જ્યોતિ ? તું !" એકકાના મુખમાંથી ઉદ્ગાર બ્હાર પડયા.

"હા...હું..."

"બેવફા !" રમેશ બોલ્યો.

"ચૂપ બેવફા તો તું છે. બિચારી ચંદ્રિકા...છતે પતિએ વૈધવ્યના કષ્ટો વેઠે, તે કોને પાપે ?"

"સૌ સૌના કર્મે."

"એમ ? ઠીક ! દીનેશ બાબુ ! આ તમામ બદમાશ મંડળને પેલી રસી વડે બાંધો, અને આ બે બહાદુર વીરનરોને (એકકો–બાદશાહ) સરકારી જેલખાનાની હવા ખાવા લઇ ચાલો."

દીનેશે તમામ મંડળને રસી–બદ્ધ કર્યું. પરન્તુ જેવો તે ચોકટના એકકા તથા બાદશાહને પકડવા પિસ્તોલ લઇ આગળ વધ્યો, તેવોજ એક ભયંકર અવાજ થયો. આખા ઓરડામાં ધુમાડાના ગોટેગોટા ફેલાઇ રહ્યા. જ્યારે ધુમાડો દૂર થયો, ત્યારે ત્યાં દીનેશની અજાયબીની અંદર એકકો, અને બાદશાહ બે ન હતાં.

"જોઇ લેવાશે. દીનેશબાબુ ! હવે તમે સત્વર બ્હાર ચાલો."

પકડાયલી સરદારહીન સોનેરી ટોળીને લઇ જ્યોતિ, ઇન્દુ, તથા દીનેશ બ્હાર નીકળ્યા. ઘરભેદુ જ્યોતિ માર્ગના ભોમીઆ તરીકે ઠીક કામ લાગી. પકડાયલી દુષ્ટ મંડળીને દીનેશે પોલીસને હવાલે કરી. તે પછી જ્યોતિ, ઇન્દીરા અને દીનેશ ત્રણે પોતાને મકાને આવ્યા. આટલું પણ બનવા પામ્યું, એ દી શની ભયંકર ભૂલને લઇને.

* * * *

એકકાની મંડળીના થોડાક માણસોને દીનેશ નામના એક શ્રીમાન નવયુવાને પકડયા છે, એ વાત તેજ દિને શહેરના પત્રોમાં છપાઇ ગઇ. કલકત્તામાં દીનેશનું નામ ઠેર ઠેર ચર્ચાઇ રહ્યું.

"યોગ્ગાને ભરોસે હું ભૂલી ! અને તેથીજ આવો ગોટાળો થવા પામ્યો. પરન્તુ દીનેશબાબુ ! તમે દૂરીનો પોશાક ક્યાંથી લાવ્યા ?" જ્યોતિએ દીનેશને પૂછ્યું.

"તેને બેહોશ કરીને."

"શું તમે દુરીને બેહોશ કરી હતી ?" ઇન્દીરા એટલું પૂછતાં પુછતાં ગળગળી ગઇ ગઇ. "મ્હેં તો તમને ચોકકાને..."

"હા ! પરન્તુ મ્હારી એ ગંભીર અને ભયંકર ભૂલ થઇ ગઇ. ઉતાવળમાં મ્હેં એ હાથમાં આવી ગઇ, એટલે..."

"ચાલો ! ચાલો ! મ્હને બતાવો કે તેને પછી તમે ક્યાં કેદ કરી છે ?" ઇન્દીરાએ હવે અધીર હૃદયે પૂછ્યું.

"આપણા ત્રીજા માળના એક ખંડમાં. પણ તેમાં આટલી બધી અધીરાઇ..."

ઇન્દીરા ત્યાં જવા દોડી. દીનેશ અને જ્યોતિ એકએકની સ્હામે જોઇ રહ્યા. જ્યોતિ બોલી.

"દીનેશ ! ઇન્દીરાને તમે ઓળખી ?"

"ના. કેમ !"

"એજ મહેશબાબુની પુત્રી ઇન્દુમતી."

"શું ?" દીનેશ આશ્ચર્યમાં ગરકાવ થયો.

"હા. વધારે જાણવું હોય તો ચાલો."

"પણ તમે એ ક્યાંથી જાણો ?"

"એને અને મ્હારે નિકટનો સંબંધ છે. એ મ્હને નથી ઓળખી શકતી, પરન્તુ હું એને ઓળખી ગઇ છું. અરે ! પણ જુઓ જુઓ ! કોઇનો રૂદન ધ્વનિ સંભળાય છે. દોડો." જ્યોતિ બોલી.

"હા, ચાલો."

દીનેશ અને જ્યોતિ ત્રીજે માળે જ્યાં દીનેશે દુરીને બેશુદ્ધ કરી પૂરી હતી, ત્યાં જવા પગલાં ભર્યાં. થોડે જતાંજ એક ખુલ્લા ઓરડા આગળ દીનેશ સ્થંભ્યો

"કેમ? અટક્યા કેમ?"

"જ્યોતિ! ગજબ થયો છે."

"હેં! શું?"

"તિજોરી ભાંગેલી છે. મહેશબાબુએ સોંપેલો એક કીમતી કાગળ તથા વીલ ચોરાઇ ગયા છે."

"હેં?"

"હા. ઓહ! ઉપર ઇન્દુનો સાદ આવે છે. ચાલો સઘળું પછી થઇ રે'શે. પ્હેલાં તો ઉપર જઇએ."

જ્યોતિ અને દીનેશ ઉપરને માળે દોડ્યા.

વાંચક! ઇન્દીરા તેમની પ્હેલાં દોડી હતી. તે વખતે બદમાશ રમેશ ઉર્ફે ચોકટનો બાદશાહ દુરીને સતાવી રહ્યો હતો. દીનેશને ચેતાવી દેવામાં એનોજ હાથ છે, એમ તેને શક ગયો હતો. એટલામાં તો ત્યાં ઇન્દીરા આવી પ્હોંચી. દુરીના ઉપર ગુજરતો જુલ્મ તે ન જોઇ શકી.

ભેદનો આછો પડદો અહીંજ ખુલે છે. મંડળમાં દુરી તરીકે ફસાનાર અબળા તે રમેશ ઉર્ફે રજનીની પત્ની અને ઇન્દીરાની નિર્ભાગી ભાભી ચંદ્રિકા હતી.

દુષ્ટ ભાઇના હાથમાંથી ભાભીને બચાવવા ન્હાની નણંદ ઇન્દીરા આવી લાગી. રમેશ તેને જોઇ દોડ્યો. જેમ એક સિંહ શિકાર ઝાલે તેમ તેણે ઇન્દીરાને ચોટલેથી પકડી. કારી ખંજર કમરપટામાંથી ખેંચી કાઢ્યું. "કમજાત! વચનનો ભંગ કરનાર! તુંજ મ્હારૂં ખૂન કરવા તૈયાર થઇ હતી. કેમ?"

ઇન્દીરા સપડાઇ ગઇ. બિચારી ચંદ્રિકા પોતાના દયાહીન પતિને ઇન્દીરાને છોડી દેવા વિનવવા લાગી.

"નાથ ! ક્ષમા કરો. એની ભૂલને માટે જો ઇચ્છા હોય તો આ દુઃખીની ચંદ્રિકાને ઠાર કરો."

"કદાપી નહિ. કમનસીબ ઇન્દુ ! મરતાં પ્હેલાં બતાવ કે વીલ કયાં છે ?" પાપી રમેશે પોતાની પ્રિયાને ઠોકરે મારી પ્રશ્ન કર્યો.

"તેની મ્હને મુદ્દલ ખબર નથી."

"સાચું બોલ. જો જીવવા માગતી હોય તો હજુ કહી દે."

"પરન્તુ ભાઇ ! હું એ વાત જાણતીજ નથી."

"તો મરવાને તૈયાર થા."

"નહિ ! નહિ ! પ્રભુ ! બચાવો. બ્હેનના લોહીમાં હાથ બોળી અઘોર પાપના ભાગી બનતા પ્હેલાં લાંબો વિચાર કરો."

"પાપ અને પુણ્યના વિચારો ત્હને સોંપ્યા."

ખુની રમેશનું ખંજર ઉંચકાયું. તેના એક હાથમાં ચોટલેથી ઝાલેલી ધ્રુજતી ઇન્દીરા હતી. ઘુંટણીયે પડેલી ચંદ્રિકા આ નિર્દય હત્યાકાંડ ન જોઇ શકી. તેણે આંખો ઉપર બે હાથ દાબી દીધા.

ખુની રમેશનું ખંજર ઇન્દીરાની છાતી વીંધી આરપાર નીકળી જાય, તે પ્હેલાં તો ત્યાં દીનેશ ને જ્યોતિ આવી ઉભા રહ્યાં. જ્યોતિ "હાં હાં કરતી રહી," અને ઉશ્કેરાયલા દીનેશે પ્રિયાને બચાવવા શયતાન સ્નેહી ઉપર વગર વિચારે ગોળી છોડી. રમેશ લોહીલોહાણ થઇ જમીન ઉપર પટકાઇ પડયો.

"ઓ નાથ !" કે'તાજ ચંદ્રિકા તેના શબ ઉપર પડી.

"ઇન્દીરા ! ઇન્દીરા !" દીનેશે તરફડતા રમેશ પ્રતિ નિહાળી રહેલી ઇન્દુને બોલાવી.

ઇન્દુની આંખમાંથી આંસુની ધારા વહી જતી હતી. તે બોલી... “ઉતાવળા કાં થયા ! હાય ! પરન્તુ તમને કયાં ખબર હતી ? કે મરનાર રમેશ તેજ મ્હારો ભાઇ રજની હતો.”

“શું રમેશ તેજ રજની ?” દીનેશ આશ્ચર્યમુદ્રાથી બોલ્યો.

“હા. બાદશાહ, રમેશ, તથા ડોકટરની ભૂમિકા ભજવનાર એજ મહેશબાબુનો ચીરંજીવી રજનીકાન્ત.” જ્યોતિએ કહ્યું.

“અને આ કોણ ?” દીનેશે રજનીની શબવત થઇ પડેલી સુશિલ સ્ત્રી પ્રતિ જોઇ કહ્યું.

“એ મ્હારી કમનસીબ ભાભી ચંદ્રિકા.”

“ઓ પ્રભુ ! ત્યારે મ્હેં આ શું કર્યું ?” દીનેશ ગળગળો થઇ ગયો.

આ દરમ્યાન જ્યોતિએ ઘાયલ થયેલ રમેશના ઘા ઉપર પાટો બાંધી દીધો. પરન્તુ રમેશ ઉર્ફે રજની હવે આલોકનો થોડીજ વારને માટે મ્હેમાન હતો. ગોળીએ તેની ઘોરી નસ કાપી નાખી હતી. ઝેર આખા શરીરમાં ફેલાઇ રહ્યું હતું.

“ભાભી !” ઇન્દીરા શબવત બની પતિના દીલ ઉપર પડેલી ચંદ્રિકાને બેઠી કરવા ગઇ.

પરન્તુ ભાભી કયાં હતી ? પતિનું કરૂણાજનક મૃત્યુ જોવા તે ન્હોતી રહી. કવિ જયદેવની પત્નીના પ્રસંગની માફક તેનો પ્રાણ પણ તેના તનપિંજરને છોડી ચાલ્યો ગયો હતો. ધન્ય છે સતી ચંદ્રિકા !

વાંચક ! ત્યારે હવે પ્રશ્ન એજ રહ્યો કે એ વેસ્યા જ્યોતિ તે કોણ ?

# પ્રકરણઃ—૧૪ મું.

## " છેલ્લો દાવ. "



"ચંદ્રિકા ! દેવી ! મ્હને ક્ષમા કર." મરણશય્યા ઉપર પડેલો મૃત્યુનો મ્હેમાન રજની પાપથી પસ્તાતો બોલ્યો.

"આહ ! એ તો ગઇ." ઇન્દીરાથી એટલુંજ કે'તાં રડાઇ જવાયું.

" શું ગઇ ? મ્હારી એ અભાગિની પ્રિયતમા આલોકને તજી ગઇ ? ઓહ્ ! હું આ શું સાંભળું છું ? દીનેશ ! આમ આવો.

જો કે મ્હારો લાંબો ઇતિહાસ કે'વા હું નથી જીવી શકવાનો, છતાં જો કોઇ અગત્યની બાબત પૂછવી હોય તો પૂછી લ્યો."

"વીલ ક્યાં છે ?"

"વીલ ? શું તમારી પાસે નથી ?"

"નહી. ચોરાઇ ગયું છે."

"ક્યારે ?"

"તું આવ્યો ત્યારેજ."

"ઓહ્ ! તો જરૂર તે એક્કાના હાથમાં ગયું હોવું જોઇએ. દીનેશ ! તમારા હાથમાંથી છટકી અમે બંને ગુપ્ત રસ્તે થઇને મહેશ બાબુના—મ્હારા આ પિતાના મકાનમાં આવ્યા હતા. તેમાં હું ચંદ્રિકાની ચીસે અહીં આવ્યો હતો. મ્હને વીલની મુદ્દલ ખબર નથી. પરન્તુ મોટે ભાગે તે......ઓ...હા...ત્રિ...બો ! "

ગયો. રજનીકાન્ત પોતાના પાપમય ઇતિહાસનું પાનું સરખું યે કહ્યા વિના ચાલ્યો ગયો. તે પછી દીનેશ જ્યોતિ તરફ પાછો ફર્યો.

"જ્યોતિર્બાળા! હવે તમારો ભેદ પણ ખોલી દ્યો."

"દીનેશ બાબુ! મ્હારી જીવનકથા પણ અતિ લાંબી છે. આવો. આગળના ખંડમાં. એ નિરાંતે આપને કહું."

દીનેશ તથા ઇન્દીરા જ્યોતિની જીવનકથા સાંભળવા જેવો એ ખંડ છોડી બ્હાર આવે, તેવોજ તેમને કાને કોઇનો ઉપર આવવાનો અવાજ સભળાયો. ત્રણે સાવધ થઇ ગયાં. લોહીલોહાણ ઓરડામાંજ છૂપાયાં. થોડી વારે આજુબાજુ નજર નાખતી એક વ્યકિત ત્યાં આગળ આવી. રમેશ ઉર્ફે રજનીના શબને જોતાંજ તે ચમકી.

"કોણ? બાદશાહ! ત્હારૂં ખૂન!"

વાંચક! બાદશાહના ખૂન ઉપર આ છેવટના આંસુડા વરસાવનાર અન્ય કોઇ નહી પણ ચોકટનો એક્કો પોતેજ હતો. વીલ તથા કરારપત્ર ચોરી લઇ જઇ, તેણે વીલની નવી નકલ બનાવી હતી. જે પોતાના જમણા હાથ બાદશાહને બતાવવા તે અહીં આવ્યો હતો.

પ્હેલીજ વાર એક્કાએ પોતાનો બુરખો મોઢા ઉપરથી ઉતાર્યો. પાસેની એક ખીંટી ઉપર ભેરવ્યો. જ્યોતિ, ઇન્દીરા અને દીનેશ તેને તેના મૂળ સ્વરૂપમાં આ પ્હેલીજ વખતે જોઇ શકયા. તે પુરૂષ ન હતો, પરન્તુ એક લાવણ્યમયી લલના હતી. દીનેશ તો તેને જોઇ આભોજ બની ગયો. પરન્તુ એથી પણ વધારે આશ્ચર્યમાં તો ઇન્દીરા અને જ્યોતિ પડી ગયાં. કારણ. તે કોણ છે? તે તેઓ બંને તુર્ત ઓળખી ગયા.

માથાનો પરસેવો લૂંછી, તથા પોતાના જમણા હાથ રજની ઉપર બે આંસુ પાડી, તેનું વૈર વાળવાની પ્રતિજ્ઞા લઇ, તેણે પોતાનો બુરખો પાછો ઓઢી લીધો. તેજ વેળા પિસ્તોલ સાથે દીનેશ ત્યાં ધસી આવ્યો.

"ખબરદાર."

ચાલાક એકકાએ દીનેશને હાથતાળી આપવાના ઇરાદાએ પેલું બનાવટી વીલ તથા કરારપત્ર ગજવામાંથી કાઢી નીચે ફેંકી દીધા. દીનેશ તે લેવા નીચે વળ્યો. તેજ વેળા દીનેશને ધક્કો મારી એકકો છ પાંચ અગીઆરા ગણી ગયો.

ત્યારે આટલો વખત સુધી જ્યોતિ શું કરતી હતી? ચાકટના એકકાનું મુખદર્શન થતાંજ તે ધીરેથી દીનેશનું મકાન છોડી નીચે ચાલી ગઇ હતી.

ઇન્દીરાએ દીનેશને બેઠો કર્યો. દીનેશે હર્ષભેર ઇન્દીરાનો કરારપત્ર ફાડયો. વાંચ્યો. જેમાં મંડળની તમામ આજ્ઞાઓ જીવન પર્યંત પાળવા ઇન્દીરાએ સહી કરી હતી. દીનેશે ઇન્દીરાના દેખતાંજ તે ફાડી નાખ્યો. તે પછી તેણે ઇન્દીરાને બતાવવા તેના પિતાએ કરેલું વીલ ફાડયું. પણ અરે આ શું? વીલની અંદર મહેશબાબુની મિલકતના વારસદાર તરીકેની જગ્યાએ દીનેશનું નહિ પણ રજનીકાન્તનું નામ હતું.

"દગો! વીલ બનાવટી છે." દીનેશ પોકારી ઉઠયો.
બીજીજ પળે તે ઇન્દીરા પ્રતિ જોઇ બોલ્યો. "જ્યોતિ ક્યાં?"

"મ્હને ખબર નથી."

તરતજ દીનેશ એક શબ્દ પણ વધારે બોલ્યા વિના ખરૂં વીલ હાથ કરવા ચોકટના એકકાની પૂંઠે પડયો. પેલું ખોટું વીલ ત્યાંજ રહી ગયું. ઈન્દીરાએ તે ઉંચકી લીધું. પોતાના પતિદેવ ઉપર તેને શંકા આવી. શું "લક્ષ્મી દેખી મુનીવર ચળે." એમ તો નહિ બન્યું હોય! વળી રજનીનું ખુન પણ એમણેજ કર્યું છે. ત્યારે શું મ્હારા પતિ દગાબાજ તો નહિ હોય!" અમંગળ શંકાઓ હૃદયમાં ધરતી ઈન્દીરાએ બાઈ-બાજીની અંતિમ ક્રિયા કરી, તેમના શબને ઠેકાણે પાડયા. ચોકટનો એકકો આમ પોતાનો છેલ્લો દાવ રમવામાં ફાવી ગયો.



# પ્રકરણ:-૧૫ મું.

## "વિષપાન."



દીનેશને થાપ આપી છટકેલો એકકો ત્રણ દાદર ઉતરી જેવો મકાનના દ્વાર ખોલવા જાય છે, તેવોજ પાછળથી તેને કોઈ બેદી હાથે ઝાલ્યો. અંધારામાં એકકો તે કોણ છે? તે ન જોઇ શક્યો. બળપૂર્વક તેણે પોતાને પકડનારના હાથમાંથી છટકવા આચકો માર્યો. પરન્તુ વ્યર્થ! તરતજ તેણે પોતાના બુરખાના કપડામાંથી એક ન્હાની ટાંકણી ખેચી કાઢી. પકડનારના હાથમાં તે ઘોંચી દીધી.

ટાંકણી વાગતાંજ પકડનારનો પંજો ઢીલો પડયો. તુર્તજ એકકો દ્વાર ઉઘાડી નાઠો. એકકાને આવી રીતે અટકાવનાર અને પકડવા ઇચ્છનાર તે જયોતિજ હતી. ઉપરથી આવતો દીનેશ તેને મળ્યો.

"જયોતિ! તું અહીં શું કરે છે?"

"તમે નીચે શા માટે આવ્યા?"

"બદમાશ એકકો આપણને ઠગી ગયો છે. વીલ બનાવટી છે."

"તો ચાલો. અત્યારેજ તે મ્હારા હાથમાંથી છટ્કી નાઠો છે."

ઇન્દિરા કે જે આ વાતચીત દાદરમાં ઉભી રહી સાંભળતી હતી, તે પણ એ બેઉની પુંઠે ઘર ત્યાગી નીકળી. આ પ્રમાણે ઇન્દીરા, દીનેશ, અને જયોતિ ત્રણે એકકાને પકડવા છૂટયા.

આગળ એક્કો અને પાછળ ત્રણે દોડતાં દોડતાં તેઓ વેશ્યા જ્યોતિર્બાળાના મકાન પાસે આવ્યા. ગુપ્ત પ્રવેશદ્વારથી માહિતગાર તમામ પુનઃ એક વાર એક્કાના એ ગુપ્ત મંડળના ચાંપના મકાનમાં આવી લાગ્યાં. એક્કાએ એ તમામને પોતાની પાછળ આવેલાં જોયાં ન હતાં. દીનેશ, જ્યોતિ અને ઇન્દીરા ત્રણે અંધારા રસ્તામાં જુદે જુદે રસ્તે ચઢી છુટા પડી ગયા.

પોતાના ખાસ ઓરડામાં આવતાંજ તેણે બુરખો કાઢી નાખ્યો. હવે તે એક સૌન્દર્યવાન ભરયુવાન સુન્દરી દેખાતી હતી. તેણે એક પ્યાલામાં અમુક ઔષધિ કાઢી ટેબલ ઉપર મુકી. ગાઢ વિચારમાં પડી ગઇ. થોડી વારે તે ઉભી થઇ. વીલની મૂળ કોપી કાઢી દેવતાની સળગતી સગડીમાં તેને બાળી ભસ્મિભૂત કરવાના વિચારે તેણે તે વીલનો કાગળ ટેબલ ઉપર મુક્યો. સગડી સળગાવી. "ખલાસ. દીનેશનો હક્ક સાબીત કરતું આ ખરું વીલ આજે ઠેકાણે થાય છે."

આટલું બોલી તેણે સળગતી સગડીમાં વીલ મુકી દીધું. વીલ ભડભડાટ બળવા માંડયું. તેની સાથેજ તે એક્કાની ઝૂમકા ભજવતી રમણી ખડખડાટ હસી પડી.

ત્યાંજ "જ્યોતિ" આવી રહી. બળેલા વીલની રાખોડી બતાવતો ચોકટનો એક્કો બોલ્યો. "ખલાસ! દીનેશ! ખેલ ખલાસ."

પણ દીનેશને બદલે ત્યાં જ્યોતિને ઉભેલી જોતાંજ તે ચોંકી ઉભી થઇ ગઇ.

"કોણ જ્યોતિ?"

" હા. બિન્દુ! ઓળખાણ પડે છે?"

પોતાનું સત્ય નામ એક અણજાણી અબળાને મોઢે ઉચ્ચારાયલું સાંભળી એકકો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો.

વાંચક! હવે તું ઓળખી ગયો હશે, કે ચોકટના એકકા તરીકે કામ કરનાર વ્યકિત તે મહેશબાબુની મ્હોટી પુત્રી, તથા ઇન્દુની અને રજનીની બ્હેન બિન્દુમતી હતી.

"તું...તું...તમે...કોણ?"

"જો. હું કોણ છું?"

જ્યોતિનો સુન્દરી વેશ દૂર થઇ ગયો. એક પુરૂષ વ્યકિત અત્યારે ત્યાં ઉભેલી હતી. બિન્દુ તેને જોતાંજ "હા! કોણ! મ્હારા નાથ જયન્ત!" કે'તાંજ બેશુદ્ધ થઇ પૃથ્વી ઉપર ઢળી પડી.

બરાબર આજ વખતે રસ્તો શોધતા શોધતા ઇન્દીરા અને દીનેશ ત્યાં આવી લાગ્યા. એક બેહોશ રમણી જમીન ઉપર પડેલી હતી. એક પુરૂષ તેને શુદ્ધિમાં લાવવાનો ઉપચાર કરી રહ્યો હતો.

"કોણ દીનેશ?" પુરૂષ વ્યકિત પોકારી ઉઠી.

"હા. અને તમે!"

"હું જ્યોતિ. દીનેશબાબુ! મ્હારો ભેદ હવે જોઇ લ્યો. જુઓ. આ જમીન ઉપર પડેલી બેહોશ રમણીને તમે ઓળખો છો?"

"નહિ.'

"હું ઓળખું છું. કે'તાંજ ઇન્દીરા ત્યાં આવી. "ઓહ! ઓહ! નાથ! મ્હારી કમનસીબ મ્હોટી બ્હેન બિન્દુમતી."

"ઉર્ફે ચોકટનો એકકો." જયન્ત બોલ્યો.

"વારૂ. ઇન્દુ ! મ્હને ઓળખી શકે છે ?" જયન્તે પૂછ્યું.

"હા. જ્યોતિ સ્વરૂપે વિરાજતા જયન્ત બાપુ ! મ્હારી બિન્દુના તમે સ્વામીનાથ."

"શું બિન્દુ તમારી સ્ત્રી થાય ?" દીનેશે પ્રશ્ન કર્યો.

"હા. અને એને શોધવા આ જ્યોતિનો વેશ મ્હારે ધરવો પડયો."

આ દરમ્યાન ચોકટનો એકકો ઉર્ફે બિન્દુમતી જાગૃત થઇ. ઇન્દીરા ઉપર તેની નજર પડી.

"ઓ મ્હારી મોટી બ્હેન !" કહેતાંજ ભોળા અને સરળ ઇન્દુ તેને ભેટી પડી.

"અફસોસ ! જયન્ત ! હવે શું થશે ?"

"દીનેશબાપુ ! ફિકર ન કરો. મ્હારા પાપની શિક્ષા મ્હેં પોતેજ નકકી કરી મુકી છે." કે'તાંજ પેલું ઔષધ બિન્દુ ગટગટાવી ગઇ.

"બિન્દુ ! બિન્દુ ! આ શું ?"

"વિષપાન ! પાપની યોગ્ય શિક્ષા !"

"ઓ બ્હેન !"

બે બ્હેનો ઇન્દુ અને બિન્દુ સજળ નયને એક બીજીને બાઝી પડી.

"દીનેશ ! એક વાત સાંભરે છે ?" જયન્તે પૂછ્યું.

"શું ?"

"જ્યોતિ તેના કરેલા ઉપકારના બદલામાં પેલું વચન અત્યારે માગે છે."

"ભલે."

"બિન્દુમતીએ ઝે'ર પીધુ છે. હવે તે ભાગ્યેજ બે દિવસ કાઢશે."

"હા."

"ગમે તેવી પણ એ મ્હારી અર્ધાંગના છે. મરણ પછી એનું શબ પોલીસોના નહી પણ મ્હારા હાથમાં સોંપવું. ચોકટનો એક્કો એજ હતી, એ વાત ઢાંકી દેવી."

"પરન્તુ એથી લાભ ?"

"મ્હારા નિષ્કલંક નામને, તથા કૂળને કાળું લાંછન ન લાગે."

"તો પછી સરકારમાં કોની લાસ આપવી ?"

"વિક્રાળની ! તેનેજ એક્કા તરીકે જાહેર કરવો."

"જયન્ત ! તમારે ખાતર ! તમારા અનન્ત ઉપકારોના બદલામાં હું એટલુંયે ન કરૂં ! તો પછી મ્હારાથી નગુણો કોણ ? લ્યો આ મ્હારૂં વચન. જાવ, જરૂર તમારૂં કહ્યું કરીશ. બિન્દુ તમારી પત્ની છે, તો મ્હારી સગ્ગી સાળી છે."

ઈન્દુ અને બિન્દુ બંને દીનેશના ઉદાર અંતઃકરણને માટે પ્રશંશાના ઉદ્દગાર કાઢી રહ્યાં.



# પ્રકરણ:—૧૬ મું.

## " આત્મકથા. "



વિપપાન કરેલ ચોકટનો એકકો ઉર્ફે બિન્દુમતી મરતાં મરતાં પોતાની આત્મકથા કહી રહી હતી.

"દીનેશબાબુ ! આજથી પાંચ વર્ષ ઉપર જ્યારે મ્હારી વય પંદરની હતી, ત્યારે મ્હારૂં વેવિશાળ કરવામાં આવ્યું હતું. પરન્તુ તે અગાઉજ મ્હને કહી લેવા દ્યો, કે હું તનમાં નહિ તોપણ મનમાં તો જરૂર પતિત થઇ ચૂકી હતી. શ્રીમાન પિતાજીએ મ્હારા જેવી યુવાન બાળાને શિક્ષણ આપવા એક શિક્ષક રાખેલો હતો. જેણે મ્હને બગાડી. મ્હારી પવિત્રતા ચૂકાવી, મ્હને અધમ પંથે ઉતારી.

એક વાર હું બગીચાના કૂવેથી મ્હારી માતાના કહેવાથી દેવ-પૂજાને માટે નિર્મળ જળ લેવા ગઇ. ભરેલું બેડું કેમે કર્યું મ્હારા કોમળ હાથોથી ચઢાવી ન શકી. એટલામાં એ માસ્તર ત્યાં આવ્યો. " લાવો હું ચઢાવી આપું." કેંતાજ તેણે બેડું ઉચકી મ્હારે માથે મૂકયું. અને એજ પ્રસંગે મ્હારૂં હ્રદય તેણે જીતી લીધું. નિષ્કલંકીત એવા મ્હારા વર્તન અને વિચારમાં એજ બનાવે કાળુ કલંક લગાડયું.

સુધરેલા વિચારના માસ્તરે મ્હને પોતાની સાથે લગ્ન કરવા ઘણી વાર કહ્યું. પરન્તુ માતાપિતાને ધાકે હું એટલું નીચ પગલું ભરવાની હિંમત તો નજ કરી શકી.

પરન્તુ તે પછી અમે બને બાગમાં દરરોજ એકાન્તમાં મળવા લાગ્યા. મ્હારા પિતાએ એક વેળા તે જોઇ લીધું. તેમણે બીજેજ દિને માસ્તરને રજા આપી, મ્હારાં લગન તાબડતોબ લઇ લીધાં.

હું પંદરમે પરણી, ને સોળમે વરસે પીયર તજી સાસરે ગઇ. પરન્તુ મ્હને આ મ્હારા પરણ્યા પતિદેવ ઉપર મુદ્દલ પ્રેમ કે પ્રીતિ ઉદ્‌ભવી શકી નહિ. માસ્તરના અનેરાં જાદુએ મ્હારી આંખોમાં સ્નેહની સુરકી ભરી. હું રાતદિન તેનાજ સ્વપ્ના જોવા લાગી. ત્રણ વર્ષ વીત્યાં, છતાં હું એ માસ્તરની મોહન-મૂર્તિને ન ભૂલી, અને એક ભયંકર રાત્રિએ એકાએક એ માસ્તર મ્હારા મકાનમાં આવ્યો. મ્હને તેણે પોતાની સાથે ન્હાસી આવવા સમજાવી, અને મ્હેં મૂર્ખીએ પણ વગર વિચારે તેમ કરવા હા પાડી.

કામાન્ધો નૈવ પશ્યતિ ! વા
પ્રેમાન્ધો નૈવ પશ્યતિ !

પ્રેમમાં આંધળી હું અમૃત રસને તજી હળાહળ પીવા લલચાઇ. દેવ જેવા સ્વામીને છોડી એક અણજાણ્યા વિષયાંધ સાથે ન્હાસી જવા તૈયાર થઇ. ખરેખર તે બોલવામાં એક કુશળ નાટય-નટની જગ્યા સાચવનાર, વર્તનમાં રાક્ષસ હતો, તેની મ્હને પાછળથીજ ખબર પડી. પરન્તુ જ્યારે ઠોકર વાગી અને આંખો ખુલી, ત્યારે બહુજ મોડું થઇ ગયું હતું. સઘળું રંધાઇ ચૂકયુ હતું. વિશેષમાં હું તે વેળા નિરાધાર હતી.

અમે બેઉ હોંસભેર નાઠા. એક દૂરના શહેરમાં તે મ્હને લઇ ગયો. જ્યાંસુધી મ્હારા અંગ ઉપર ઝવેરાત હતું, ત્યાં સુધી તો ઠીક ચાલ્યું. પરન્તુ તે ખુટતાંજ અમારા પ્રેમમાં દિન પર દિન પત્થર પડતો ગયો.

એક રાત્રે એ પુષ્કળ મદ્યપાન કરી કોઇ એક નીચ માણસને પોતાની સાથે લઇ આવ્યો. મ્હને બતાવવાં તે નરપિશાચ માસ્તર પેલા કોઇ છેલ છબીલા લાલને કે'વા લાગ્યો.

"જુઓ! આ રત્નનો સોદો કરવાનો છે."

માસ્તર પૈસા ખૂટતાં મ્હને આ અજાણ્યા પ્રદેશમાં આ એક અજાણ્યાને વેચી રહ્યો છે, એ સાંભળતાંજ મ્હને એક કમકમાટી છૂટી. હું ધ્રુજી. મ્હેં બહુએ કાલાવાલા કર્યા, પરન્તુ નિર્દય અને પ્રેમના નહિ પરન્તુ પૈસાના પ્રેમી ને પૂજારી માસ્તરે આખરે મ્હને વેચી.

હું એકનું ઉચ્છિષ્ટ ભોજન અન્યને ત્યાં આવી. બીજે દિને માસ્તર ત્યાં પૈસા લેવા આવ્યો. કોઇ કારણસર તે બંનેને તકરાર થઇ, જેમાં તેનો જાન ગયો. ક્રૂર માસ્તર પોતાની કરણીના ફળ ભોગવી પ્યારો પ્રાણ ગુમાવી કિરતારના દરબારમાં પોતાના કાળા કૃત્યોનો જવાબ દેવા રવાના થયો.

પેલો લ્હેરીલાલ પુનઃ મ્હને આ કલકત્તા શહેરમાં લઇ આવ્યો. પાછળથી મ્હને માલમ પડયું, કે તે એક કન્યાદલાલ હોઇ સારી સારી છોકરીઓને વેશ્યાને ત્યાં વેચી ગુજરાન ચલાવે છે. મ્હારૂં પણ તેમજ થયું. કલકત્તાની સુપ્રસિદ્ધ વેશ્યા જ્યોતિર્બાળાને ત્યાં મ્હને વેચવામાં આવી. બે માસના સખ્ત ત્રાસ, જુલ્મ, દબાણ અને નિર્દય વર્તને મ્હારૂં ધૈર્ય અંતે છોડાવ્યું. હુંયે તે પછી વેશ્યા બની. જો કે પિતાને ત્યાં પાછી ન્હાસી જઇ તેમને પગે પડી માફી માગવા એક વેળા મ્હને વિચાર થયો, પરન્તુ પાછળથી ઉગ્ર પિતાજીની સાક્ષાત્ ક્રોધ-મૂર્તિનો ચિતાર ખડો થતાંજ તે દબાઇ ગઇ. શ્વાને લોહી ચાખ્યું. તેને તેમાં મિષ્ટતા લાગી. મ્હનેયે થોડા દિવસ પછી એ નીચ ધંધામાં મધુરતા લાગી.

એટલામાં એક વેળા ત્યાં મ્હારો ભાઈ રજની એકાએક આવી ચઢ્યો. તેણે મ્હને ત્યાં જોઇ. મ્હેં બાપુ આગળ મ્હારૂં હૃદય ઠાલવ્યું. રજનીએ પિતા પોતાના વારસામાંથી પોતાને બાતલ કરનાર છે, એ વાત મ્હને જણાવી. તે મેળવવા પોતાની ધારેલી યુક્તિ મ્હને કહી. વેશ્યા જ્યોતિર્માળાએ પિતાના અઢળક પૈસામાં અર્ધ ભાગ આપવાની શરતે મ્હને મુક્ત કરી. પોતે પણ અમારી ટોળીમાં ભળી. અમે ત્રણેએ મળી કલકત્તાની આ અંધારી ગુંફામાં એક ગુપ્ત મંડળ ઉર્ફે **સીક્રેટ સોસાયટીની** સ્થાપના કરી. જેનો એક રસ્તો જ્યારે આટલે દૂર ઝાડીમાં આવેલો છે.ત્યારે બીજો વેશ્યા જ્યોતિર્માળાના મકાનમાં, શહેરમાં આવેલો છે.

દિવસે દિવસે રજની અને જ્યોતિની મદદથી દુનિયાના ઉખડેલ, અને નિર્દય માણસો અમારી મંડળીમાં જોડાવા લાગ્યા. બે ત્રણ રમણી પણ અમારી સોનેરી ટોળીનો શિકાર બની. સર્વાનુમતે મ્હને અધ્યક્ષ તરીકે ચૂંટાવામાં આવી. કારણ રજનીનો વિચાર ચંદ્રિકા, તેમજ ઇન્દુ તમામને મંડળના સભ્ય બનાવવાનો હતો. અને તેઓ કદાચ મ્હને ઓળખી જાય, તો ન ઇચ્છવા યોગ્ય પરિણામ આવી જાય, એ ભયે હું સદાને માટે બુરખામાં પડી. અમારા મંડળના પ્રત્યેક માણસોને ચોકટની નિશાનીના એક એક ડાંમ દઇ એક એક પાનાનો નંબર, તથા બુરખો આપવામાં આવ્યો. જેમાં ચોકટનો એકકો તે હું હતી. બાદશાહ તરીકે રજનીજ તમામ કામ કરતો. તેર પાનાની કેટ લઇ પ્રત્યેક સભ્યે સોગન ખાધા હતા, કે જાન જતાં બેવફા ન થવું.

તે પછી બાપુ ભાભીને પિતાજીએ કાઢી મુકયાં ચંદ્રિકાને પણ મ્હારો ભાઇ રજની અમારા મંડળમાં ફસાવીને લઇ આવ્યો. અનિચ્છા છતાં તે દેવી રત્નને પણ મંડળના સભ્ય બનાવવાની ફરજ પાડવામાં

આવી. દીનેશ ! જ્યારે રજની મ્હારા બાપૂ તથા ઇન્દીરાને એક રાત્રે અહીં ઉપાડી લાવ્યો, અને સભામાં તેમની પાસે કરારપત્રો ઉપર સહી કરાવવામાં આવી, ત્યારે જે કમનસીબ બાળાને મંડળના ચિહ્ન તરીકે છુરીનો ડાંમ દેવામાં આવ્યો હતો, તેજ એ ચંદ્રિકા હતી. અને પાછળથી તેથીજ ઇન્દીરા આપઘાત ન કરી બેસે, એમ ધારી રજનીએ તેને ચંદ્રિકાને સોંપી હતી. ભાભી–નણંદ દુરી અને પંજાના વેશે સહીપણા બાંધી સુખ દુઃખની વાતો કરતાં હતા. દીનેશ ! જ્યારે તમારી સાથે ઇન્દીરાના લગ્ન થઇ ગયાં, ત્યારે તેને ભેટી રડનાર બાળા તે નિર્ભાગી ચંદ્રિકાજ હતી. બસ...હા...તે પછીનો તમામ ઇતિહાસ તમે જાણો છો.”

બિન્દુએ પોતાની જીવન કથા અહીં સમાપ્ત કરી, છેલ્લો શ્વાસ લીધો.

“તો શું અત્યાર સુધી તને કોઇ ન ઓળખી શકયુ ?”

“ના ! મંડળનો એવો સખ્ત કાયદો હતો, કે કોઇએ પોતાનું મોઢું કોઇને ન બતાવવું. તેમાં અન્ય સભ્ય તો કદાચ પણ એ નિયમથી છૂટ ભોગવી શકે. પરન્તુ મ્હારા નસીબમાં રજની સિવાય અન્ય કોઇને પણ મુખ–દર્શન ન કરાવવા ખાસ પ્રતિબંધ હતો. અને તેનેજ લઇને ચંદ્રિકા તથા ઇન્દીરા મ્હને ઓળખી ન શકયા.

“ત્યારે તેઓ રજનીને તો ઓળખી ગયા હશે ?”

“હા. ભાભીએ (ચંદ્રિકાએ) ઇન્દીરાને રમેશ, તથા બાદશાહની ભૂમિકા ભજવનાર રજની છે, એમ કહી દીધું હતું.”

“તો રજનીનો આ ગુપ્તમંડળ સ્થાપવાનો ખાસ ઉદ્દેશ તથા ઇન્દુ સાથે આવી ભયંકર શરત કરવાનો હેતુ શો હતો વારૂ?”

"પિતાની અઢળક પુંજી! કે જેનો પોતે ખરો વારસદાર હોવા છતાં, તે અન્યને અર્પાઇ. તે મેળવવા પૂરતોજ."

"અને ત્હારો ?"

"માતા પિતા તથા સ્નેહી સગાના ધિક્કારને પાત્ર થયેલી હું, કયું કાળું મુખ લઇ પાછી પિયેર જાઉં! આપણી સમાજ સંજોગનો ભોગ થયેલી, અને પૂર્વ-કર્માનુસારે અનાચારમાં એક વાર ભુલથી ઉતરી ચૂકેલી અબળાઓને, પાછળથી સુધરવાની ઇચ્છા છતાં ક્યાં સંઘરે છે ? "પતિતોદ્ધાર"ની ભાવના આજે સમાજમાં ક્યાં છે ? દુનિયાના ક્રૂર લોકોના ફિટ્કારના વરસાદો હૃદયસરમાં બાણતુલ્ય ભોંકો. તથા ન સંભળાય એવા મ્હેણાંની કલ્પના માત્રથીજ કંપી મ્હેં આજ જીવન વધુ પસંદ કર્યું."

બે ઘડી મૌન છવાયું. બિન્દુના પતિ જયન્તની આંખમાંથી પોતાની મરતી અર્ધાંગનાના છેવટના વચનોએ જળ વ્હેવડાવ્યું. બિન્દુ બોલી..."નાથ! હવે તમારી આત્મકથા કહો."

"મ્હારી આત્મકથા અતિશય ટુંકી છે, પણ ચમત્કૃત ભરેલી છે. જે રાત્રે ત્હારા ગૃહ-ત્યાગની વાત મ્હેં સાંભળી, ત્યારે 'કૂળના લાગેલા કલંકને ત્હને જીવતી વા મૃત અવસ્થામાં પણ પકડી, યેન કેન ઉપાયે ધોઇ નાંખવું.' એવા દૃઢ વિચારે ત્હારા પિતાજીને સંદેશો મોકલાવી હું ત્હને શોધવા આ વિશાળ કલકત્તા શે'રમાં છૂપે વેશે ફરવા લાગ્યો. બહુ દિવસના પરિશ્રમને અંતે એક દિવસ હું ફાવ્યો. રજનીને મ્હેં રસ્તામાંથી જતો જોયો. તેની પૂંઠે પૂંઠે આવતાં હું વેશ્યા જ્યોતિના મકાને આવી લાગ્યો. વેશ્યાના મકાનમાં વિવિધ માણસોની

બરતી પ્રતિદિન થાય, અને કંઇક નવું જાણવાનું મળી આવે, એ આશાથી હું પે વેશ બદલી ત્યાં હરનિશ જવા લાગ્યો. આ વખતે હારી શયતાની મંડળીની સ્થાપના થઇ ચૂકી હતી. મદ્યપાનથી મસ્ત બનેલા એ મંડળીના સભ્યો કેટલીકવાર બાગ્બાની બ્હારમાં ચોકટના એકકાનું નામ ઉચ્ચારવા લાગ્યા. મ્હારી હોંશિયારી એનો ભેદ પામવા વધવા લાગી. એક દિવસ હું સંગીત સાંભળી રહ્યો હતો, અને વેશ્યા જ્યોતિ ગાઇ રહી હતી, ત્યારે એક વિચિત્ર વિચાર મ્હારા મગજમાં ઉત્પન્ન થયો. જ્યોતિની વય, તથા મુખમુદ્રા અને મ્હારામાં બહુ અંશે સમાનતા મ્હને લાગી. "જો હું સ્ત્રી હોત તો!" એ વિચાર મ્હને આવ્યો. મ્હેં જ્યોતિની જગ્યા સાચવી આ ગુપ્ત મંડળની છૂપી બીનાઓ જાણવા નિશ્ચય કર્યો.

એક રાત્રે હું મ્હારા આ વિચારને અમલમાં મુકવા "જ્યોતિને" મકાને ગયો. દાદરને છેલ્લે પગથીએ જ્યાં પગ મુકયો, ત્યાંજ મ્હેં જે દેખાવ જોયો, તે ખરેખર હૃદયભેદક હતો. જ્યોતિ લોહીલોહાણ થઇ જમીન ઉપર ચત્તીપાટ પડી હતી. એક કાળી આકૃતિ બારીમાંથી નાસી રહી હતી.

મધ્ય રાત્રિનો સમય હતો. જ્યોતિએ છેવટની આંખો ખોલી, મ્હને ત્યાં જોયો. મ્હને તે ખૂનીજ ધારી, મરતાં મરતાં બોલી... "ઓ! હા! અબળાઘાતી..."

મ્હેં તેના રૂંધાતા કંઠમાં તથા આંખો ઉપર પાણી મુક્યું. "જ્યોતિ! કહે! તું શું કે'વા ઇચ્છે છે? ખૂની હું નથી. એ તો નાસી ગયો છે."

"ઓહ્ ! ઓ... બરાબર છે, તેને મ્હેં શું ઓછો રોવડાવ્યો છે ? હા ! એક શ્રીમાન યુવાન ! ત્હને એક રસ્તાનો રખડતો ભિખારી બનાવ્યો. તે પાપની શિક્ષા..."

તે પોતાના ખુનીનું નામ ઠામ બોલ્યા વિનાજ આલોક છોડી ગઇ. પરન્તુ તેના આટલા શબ્દો ઉપરથી શું બન્યું ? તે સ્હેલાઇથી સમજી શકાય એમ હતું. જ્યોતિથી લૂંટાઇ ભિખારી થયેલ કોઇ યુવાને આખરે જ્યોતિ ઉપર વૈર વાળ્યું હતું. હા ! પૈસો શું નથી કરાવતો ?

ક્યાં મ્હારૂં આવવું ? ક્યાં જ્યોતિને સમજાવી તેની જીંદગી સુધારવા વિચાર ! અને ક્યાં તેનું ખુન ? કેવો અનાયાસ સંજોગ ! જ્યોતિનું શબ મ્હેં રાતોરાત ઠેકાણે પાડયું. કેવળ એકજ રાત્રિમાં મ્હોટો ફેરફાર થઇ ગયો. જયન્ત જ્યોતિવાળાનું અભિમાન શોભાવવા લાગ્યો.

કંઠ, ગળી તથા અન્ય રીતભાતે પકડાઇ જવાની ધાસ્તીકે મ્હેં લગભગ બે ત્રણ માસ સખ્ત માંદગીનું બ્હાનું કાઢયું. એકકાના માણસોને ઠગ્યા. અને તે પછી સારા થવાનો ઢોંગ કરી ફરીથી મંડળમાં જોડાયલી તે "જ્યોતિ"નાજ વેશે કાર્ય કરી રહ્યો. દીનશાબાબુ ! વધારે તો શું કહું ? પરન્તુ મરનાર જ્યોતિની અને મંડળની ગુપ્ત નિશાની "તીરી" તે પણ મ્હેં આ ડાબે હાથે શાહી વડે કરી છે. જુઓ" કહી જયન્તે તે બધાને બતાવી.

તે પછી જ્યોતિના વેશેજ મંડળને ઠગી. તમામ બાતમી જાણવા લાગ્યો. તમે મહેશબાબુના દત્તક તરીકે હોઇ, મંડળીને પકડવા ફરી રહ્યા છો, તે ખબર મ્હને મળી, અને તેથીજ મ્હેં તમને મદદ કરવા માંડી.

છતાં બિન્દુ ! ત્હને એકલીનેજ પારખી શકવા ન પામી. જો કે મ્હને ત્હારા ઉપર ચોકખો વ્હેમ હતો."

આત્મકથાઓનો અંત આવ્યો, અને તેની સાથેજ વિષપાન કરેલ બિન્દુનો જીવનદીપ નિર્વાણ પામ્યો. મરતી બિન્દુએ એક છૂપી વાત ઇન્દુને કાનમાં કહી પોતાનો પ્રાણ છોડયો.

ગમે તેવી છતાં બિન્દુને ખાતર તેના પતિ જયન્તે ! બનેવી દીનેશે ! તથા બ્હેન ઇન્દુએ આંસુડાઓ વેર્યાં.

વાંચક ! તુંયે આ ચોકટના એકકા ઉર્ફે અભાગિની બિન્દુમતીના સર્વ કૂ-કૃત્યો વિસારી સાચા દીલે બે આંસુ વેર !

ૐ...શાન્તિઃ— અસ્તુ ! ૐ...શાન્તિઃ—



"ઉપસંહાર."

(૧) દીનેશે પોતાનું વચન પાળી બતાવ્યું. પોતાની સાળી બિન્દુની લાસને ન તો ચોકટના એકકા તરીકે ઓળખાવી, કે ન સરકારમાં સોંપી. પરન્તુ તેને બદલે વિક્રાળસિંહના શબને સોંપવામાં આવ્યું.

(૨) નવ-યુવાન દીનેશબાબુએ કલકત્તાની આ સીક્રેટ સોસાયટી, કે જેને પકડવા હજારો ડિટેકટીવોએ જાન ખોયા હતા, તે ચોકટના એકકાને તેની આખી ટોળી સાથે પકડી આપવામાં જે વીરતા,

અને ચાલાકી બતાવી આપી. તેની સરકારમાં કદર થઇ. દર વરસે એક લાખ રૂપીઆના મ્હોટા પગારે તેની ખાસ સરકારી ડિટેકટીવ તરીકે નિમણુક થઇ, નવયુવાન દીનેશ તે પછી કલકત્તાના સુવિખ્યાત ડિટેકટીવ દેવેન્દ્રને નામે પ્રસિદ્ધ થયો.

(૩) બિન્દુના મર્ણાઘાતે જયન્તના હૃદયમાં ભારી પલ્ટો માર્યો. પુનર્લગ્નનો વિચાર માંડી વાળી તેણે અવશેષ આયુષ્ય બ્રહ્મચર્યમાં ગાળવામાંજ પૂરૂં કર્યું. દીનેશ જ્યારે ડિટેકટીવ દેવેન્દ્ર નામધારી થયો, ત્યારે તે પોતાને આ ઉત્તમ પદવીએ ચઢાવવામાં મદદ કરનાર જયન્તને ન ભૂલ્યો. આગળ જતાં જયન્તે પણ એજ લાઇનમાં રસ લઇ, તેના જમણા હાથ, યાને મિત્ર તરીકેનો ભાગ ભજવ્યો.

(૪) બિન્દુની ચોળીના ગજવામાંથી તેર પાનાની ચોકટની કેટ નીકળી આવી. પ્રત્યેક પાનાની પાછળ કામ કરનાર પ્રત્યેક નંબરની છબીઓ હતી. એકકો, બાદશાહ, દૂરી, તીરી, અને પંજા તરીકે અનુક્રમે બિન્દુમતિ, રજનીકાન્ત, ચંદ્રિકા, જ્યોતિ, અને ઇન્દીરાની છબીઓ હતી. ચિત્રની નીચે ન્હાના અક્ષરે સત્ય અભિધાનો પણ લખાયલા હતા.

(૫) ઇન્દીરાના વીલની શંકા મરતી બિન્દુએ કાનમાં કાંઇક કહી ભાંગી નાખી. જેમાં પોતે સાચું વીલ બાળી દીધું છે, અને ઇન્દીરાના હાથ માંહેતુ નકલી છે, એ તેણે તેને જણાવી દીધું. ઇન્દુના કહેવાથી દીનેશ તે સાચા વીલની એક અવશેષ કોપી સોલીસીટરને ત્યાંથી પુનઃ મેળવવામાં ફાવ્યો.

(૬) ઇન્દીરા તથા દીનેશ પતિ-પત્ની તરીકે વર્તમાનપત્રોના પાના ઉપર ચઢી ચૂકયા.




રૂપીઆ એક લાખનું ભારી વર્ષાસન.

ડિટેક્ટીવ દેવેન્દ્રની પદવી.

પેલો બહાદુર ચોકટનો એક્કો તેની માનીતી રાણી સાથે પકડાયો.

બે વર્ષથી કલકત્તાની પ્રજાને વારંવાર ત્રાસ આપતો પેલો બદમાશ ચોકટનો એક્કો તેની સીક્રેટ સોસાયટી સાથે ગઈ કાલે સાંજના લક્ષાધિપતિ બાબુ મહેશચંદ્રના નવયુવાન દત્તકપુત્ર દીનેશચંદ્રો હાથે પકડાયો છે. વધારામાં મહેશબાબુના ગુમ થયેલાં પુત્રી શ્રીમતી ઈન્દીરાદેવી સાથે તેમણે લગ્ન કર્યાં છે. સરકાર તરફથી એ બાહોશ નવયુવાનની પહેલા નંબરની કદર કરવામાં આવી છે. વર્ષ દિવસ રૂ૦ એક લાખના સરકારી વર્ષાસન ઉપરાંત ખાસ ડિટેક્ટીવ દેવેન્દ્રની પદવી એમને એનાયત કરવામાં આવી છે."

× × × ×

વ્હાલા વાંચક! તું પણ આ દેવેન્દ્ર-ઇન્દુના સુખી જોડાઓના સુખ જોઈ, તથા દેવેન્દ્રનો ભાગ્ય-રવિ ઝળકશે તે જોઈ, ખુશી જીગરે એ દાંપત્ય-યુગલને ધન્યવાદના પુષ્પોની વૃષ્ટિથી વધાવી લે! શુભાશિર્વાદ દે... 'कल्याणमस्तु!'

" સંસારમાં સ્નેહ-સંપથી સ્વર્ગ ઉતારો. "



# સચિત્ર પૃથ્વીરાજ ચૌહાણ સચિત્ર



પ્રકાશક:-શ્રી મોહનલાલ પુસ્તકાલય, ગોરે રોડ-મુંબઈ.

માલિક:-શ્રી આનંદલાલ પ્રીન્ટર પુસ્તક અને પબ્લીશર.

કીંમત આઠ આના.

